# નિવેદન

સ્વામી શ્રી સ્વયજ્યોતિ તીર્થના પૂર્વાશ્રમમા સ્નેહજ્યોતિ ભાવજીવનમા, લખાયેલા, એમના એક મિત્ર પાસેથી પ્રાપ્ત થયેલા બધા કાવ્યોનો આ સગ્રહ છે, એમાના ઘણાખરા એ સમયના માસિક પત્રોમા છપાઈ ગયેલા છે અને બાકીના અપ્રસિદ્ધ રહેલા આત્મલક્ષી કાવ્યોનો પણ આમા સમાવેશ કર્યો છે

આવા આત્મલક્ષી અને આધ્યાત્મિક ભાવનાઓનુ સિચન પામેલા કાવ્યોનો યુગ આથમતો હોય એમ લાગે છે એવે સમયે એનુ મુદ્રણ કુતૂહલ ઉપજાવે એ સભવ છે, પરતુ રસભોક્તાઓને તો યુગકાળના બધનો બાધ કરતા નથી, અને એવા હમદર્દીઓને આ પાનાઓમા ક્યાક ક્યાક રસબિદુ પ્રાપ્ત થશે એવી તો શ્રદ્ધા છે

છાપતા પહેલા ભાવમા નહિ, પણ શબ્દોમા આવશ્યક સુધારો વધારો સ્વામીજીએ કર્યો છે

મંજુલાલ સાકરલાલ દેસાઈ

# નિવેદન

**સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થના પૂર્વાશ્રમમાં સ્નેહજ્યોતિ** ભાવજીવનમાં, લખાયેલા, એમના એક મિત્ર પાસેથી પ્રાપ્ત થયેલા બધાં કાવ્યોનો આ સંગ્રહ છે, એમાંના ઘણાંખરાં એ સમયનાં માસિક પત્રોમાં છપાઇ ગયેલાં છે અને બાકીનાં અપ્રસિદ્ધ રહેલા આત્મલક્ષી કાવ્યોનો પણ આમાં સમાવેશ કર્યો છે.

આવાં આત્મલક્ષી અને આધ્યાત્મિક ભાવનાઓનું ચિંતન પામેલાં કાવ્યોનો યુગ આથમતો હોય એમ લાગે છે. એવે સમયે એનું મુદ્રણ કુતૂહલ ઉપજાવે એ સંભવ છે, પરંતુ રસભોક્તાઓને તો યુગકાળના બંધનો બાધ કરતા નથી; અને એવા હમદર્દીઓને આ પાનાઓમાં ક્યાંક ક્યાંક રસબિંદુ પ્રાપ્ત થશે એવી તો શ્રદ્ધા છે

છાપતાં પહેલાં ભાવમાં નહિ, પણ શબ્દોમાં આવશ્યક સુધારો વધારો સ્વામીજીએ કર્યો છે.

મંજુલાલ સાકરલાલ દેસાઇ

# અનુક્રમણિકા

( કક્કાવાર )

| નામ | પૃષ્ઠ |
|---|---|

| નામ | પૃષ્ઠ |
|---|---|

નામ પૃષ્ઠ





# किरणकलाप

## શિખરપરથી

જો જો બન્ધુ! અહીંથી તહીં આ વાદળાઓ ફરે છે,
કો ધીમા કો ત્વરિત ગતિએ વ્યોમમાંહીં વહે છે,
એવી રીતે હૃદય વસતા ને વહેતા તરંગો,
એ આધારે જગતઉદધિમાં અહીં મ્હાલનારું

જો આ બન્ધુ! દિનકર પણે અભ્રમાં બ્હાર આવે
ફેલાવે છે ઉલટભર તે વિશ્વમાં બિંબ તેના,
સમ્બોધે છે મનુજકુલને 'પ્રેમ સૌ એમ રેડો
સમ્બન્ધી ને સુહૃદ સહુને ભાગ આપો સુખોમાં'

જોને બન્ધુ! શિખરપરના આ અહીં કુન્ડમાંથી,
ધીમું ધીમું ઝરણું વહતું ભેટવાને સરિતા,
શિક્ષા આપે ધીરજ ધરવા વિશ્વમાં વર્તવાને
સૌ સાથે આ જગ વિચરતાં સ્નેહ સાધી રહેવું.

ને બન્ધુ! જે કુલિન તરુ આ ભારથી છે લચેલા,
શાખાને જે અનિલ વીંઝતો તોય ટટ્ટાર ઉભી;
એના જેવો અનિલ જનને વિશ્વમાંહીં વીંઝે છે,
તેની સામે અડગ રહીને ઉન્નતિ સાધવાની.

બન્ધુ! જે જે તરુપર લતા વૃદ્ધિ પામે લપેટી,
ખીલ્યાં કેવાં સુરભિ કુસુમો આપનાં તે સુગન્ધિ;
ગભ્ભન્ધી જે પરિચય મહીં આવતાં સાથ તારી,
તેને તારા ઉરકુસુમની અર્પજે તું સુગન્ધિ

બંન્ધુ! જોને વિહગતણું આ વૃક્ષમાં ઝુન્ડ એહું,
ચીંચીં બોલે અહીંતહીં ફરે જો ઉડી તે ગયું હા!
એ રીતે આ જગમહીં બધે માનવી છે ભરાયાં
સર્વે જૂદાં ક્ષણ પછી થશે સપસપી રહેવું.

ઉંચે ઉંચે શિખરપરથી સૃષ્ટિ આ દસ્ત નીચે,
ચારે બાજૂ નજર કરતાં વિશ્વ સૌ શાન્ત દીસે;
શાન્તિ છે ત્યાં તવ હૃદય જો શાન્ત રહેશે સદા તો,
શોધે વેરે રસિક કુસુમો ત્યાંજ કર્તવ્ય સ્વર્ગ.

૩૧-૧૦-૦૪



## ચાલ, સખિ ! ચાલ

ચાલ, સખિ ! ચાલ, આજ પુષ્પમાળ ગૂંથીએ,
આમ તેમ ફરીએ, ઉદ્યાનમાં વિહરીએ;
હો,—ચાલ, સખિ ! ચાલ—૦

ન્હાને મ્હોટે છોડ આ, રંગબિરંગી ફુલ,
ખીલ્યાં ચાલો વીણીએ, કરીને હૃદય પ્રફુલ્લ.

પગ કેડીમાં કાંટા સંભાળના;
આમ સાડીની કોર જરા વાળનાં,

ફરી ઉપવનમાં આનન્દે પુષ્પ પુષ્પ ચૂંટીએ;
હો,—ચાલ, સખિ ! ચાલ—૦

વિધ વિધ રંગે દીપતાં, આ અહીં પુષ્પ અપાર,
કેંક સુગન્ધિ આપતાં કેંક વ્યર્થ ભૂભાર,

કેંક ધોળાં પીળાં ને લાલ ભાતનાં;
કેંક મ્હેકતાં ને કેંક ખાલી હાડનાં;

ભરી ઉછરંગે માળામાં એક એક મળીએ,
હો,—ચાલ, સખિ ! ચાલ—૦

વિશ્વોદ્યાને વિવિધ આ, જનઉર પુષ્પ અનેક;
જીવનમાળ ગૂંથો બધાં, વિધિવત રાખી વિવેક.

હૃદયપુષ્પો, હો બ્હેન ! અહીં ખીલતાં,
સ્નેહબંધના સુવાસ શુદ્ધ ઝીલતાં;

પડે પ્રેમીનો પ્રસંગ લ્હાવ એ ન એક ચૂકીએ,
હો;—ચાલ, સખિ ! ચાલ—૦

૧૦-૧૧-૦૪



## ફોકટ ફાંફાં

કીધી કોશિશ બહુ આશા જિગરની પૂરવા માટે,
અરે કોશિશ ! એ ફાંફાં ! અરે ફાંફાં ! અહા ફાંફાં ! !

અહા ! એ વ્યર્થ આશાએ જિગરને ખૂબ સતાવ્યુ,
અરે ! અફસોસ ! પસ્તાવો ! અરેરે ! હાય ! એ ફાંફાં !

હવે એ બાચકા મૂકી જિગરને જંગલે ફેંકી,
ફિકર વિણ મસ્ત ફરવુ ને પછી સૌ મૂકવા ફાંફાં !

અરે ! શુ એ નજીવી એક આશા પૂરવા માટે,
મફતની મહેરબાનની માગની માનેલી ? ફાંફાં !

હવે શુ ધારવી કરની ? અરે કરની ? નહિ કરની,
નહિ કરની, નહિ જામો, સહુ એ ફંદ ને ફાંફાં !

વિધીના રંગ પીવા છાટવા દેહે પડી રહેવુ,
વિધીના ખેલ જોવા ને ભજવવા મૂકવા ફાંફાં !

નહોતુ ધારવુ એવુ, થશુ ગજા થશુ બાવા,
થયા જે, તે થયા, રહેશુ સદા એ સૌ મૂકી ફાંફાં !

૧૬-૭-૦૫



## જિગરના ઘા

દુનિયા બધી ડહોળી હવે ના ડહોળવુ બાકી કંઈ,
ખાધુ પીધુ ને ભોગવ્યુ ના ભોગ છે બાકી કંઈ.

દુનિયા મહીં ખાવા પીવાનો સ્વાદ લઈ લીધો બધો,
એ સ્વાદની ખુશમો મીઠી પણ સ્વાદમા કાંઈ નહીં

લા રંગબેરંગી થઇને રંગ બહુએ ભોગવ્યા.
એ ભોગની ખુશમો મીઠી પણ ભોગમા કાંઈ નહીં

જે બાદશાહી મહેલ ને બાધેલ રંગે રૂપલી,
આનન્દ લા મરજો મજે ને બે' છે કાંઈ નહીં.

રંગે ફરેલી ગાબડી ને બાદશાહી ભોજનો,
સાનન્દ ખાધા સ્વાદથી એ સ્વાદમા કાંઈ નહીં

માતા પિતા સમધીઓનો સાથ સહુએ આ ગ્રહ્યો,
સૌએ ખુશી, હુંએ ખુશી, પણ એ ખુશી કાંઈ નહીં

જૂનુ થતુ તાજુ અને આની જિગરમા ઊછળે,
તાજુ થતા હુ છુ ખુશી પણ એ ખુશી કાંઈ નહીં

સહુ એ જૂનુ થાતુ નવુ ને એ નવુ થાતુ જૂનુ,
જૂના નવાની ગડમથલમા ભેદ છે કાંઈ નહીં

દુનિયા ગમે તે તે કરે મારે ગમ્યુ તે હુ કરૂ,
મારા ગમ્યાની વાત તે કોઈ તમે જાણો નહીં

બહુએ ભમ્યો બહુએ કર્યો જોયુ બહુ ને ભોગવ્યુ,
એ ભોગ ને જોવા મહીં લાધ્યુ મને કાંઈ નહીં

ઘાયલ થયો હું ત્યા અને વાગ્યા જિગરમા ઘા ઘણા,
કારી પડ્યા તે ઘા મહીંથી લોહીની નદીઓ વહી

એ લોહીની નદીઓ તણા પૂરે તણાના મહાલવુ
એ મહાલવા ફરવા વિના બીજુ નથી બાકી કશું

—૭—૦૫



## પરિચિત થતા એક સ્નેહીને

સંબંધયુક્ત ઉર આપણ સ્નેહભીનાં,
આજે પડે પરિચયે બની હર્ષઘેલાં;
આ સ્નેહ હર્ષ સહુ નિત્ય નિભાવવાનાં,
એ દ્વંદ્વ દીપી કરી ઉન્નત માર્ગ સાધે

સંબંધ શું હૃદય સ્પષ્ટ કશું ન જાણે,
ને સ્નેહની સરલ સીધી ન કાંઈ વ્યાખ્યા;
ભેટયા મળ્યા હૃદયના સમશુદ્ધ ભાવો,
એ તત્ત્વથી જગતનો વ્યવહાર ચાલે.

આ આપણાં હૃદય ઉન્નત માર્ગ લે છે,
ને એ પ્રસંગ કંઇ ઊર્મિ ઉરે વહે છે;
આજે ધરું હૃદય પ્રોજ્જ્વલ સ્નેહયજ્ઞે,
આહુતિમાં વિમલ જ્યોતિ વિશુદ્ધિ પામે.

મારે ઉરે જગતની નથી જાલગ્રન્થિ,
ઇચ્છા નથી કંઈ ઉપાધિ ઉપાડવાની;
હું એકલો ફકીર યોગી વળી સ્વમાર્ગી,
પથે પડ્યો પથિક વિશ્રમી ચાલનારો.

મારે ન કીર્તિતણી કાંઈ ઉરે અપેક્ષા,
ને દ્રવ્ય સંગ્રહી થવું ધની એ ન વાન્છા;
કો ગુપ્ત સ્થાન રહીએ કદી તોય શું છે?,
પામો પ્રસિદ્ધિ કદી તોય શું સાર એમાં?.

કર્ત્તવ્યપાલન નહિ કદી સ્થાન શોધે,
ખૂણે પડો જઇ ચડો સુપ્રસિદ્ધ સ્થાને;
શોધી સુપન્થ સહુ ઉન્નત માર્ગ લેવા,
કર્ત્તવ્ય પૂર્ણ કરી સાધી અભીષ્ટ લેવું.

આ આજ આમ ઉરમા ઊઠી ઊર્મિમાળા.
સિદ્ધાન્ત ગારવી સ્વધર્મ સુપથ લેવો;
સ્નેહાત્મના હૃદયમા સ્ફુર્યું આમ સ્હેજે,
અર્પું સ્વીકાર કરી સ્નેહવિશુદ્ધ સ્હેજે,

૧–૧૦–૦૫

ૐ

## દૈવી જીવન

કમ્પતી કારમી કાયા હૃદયે કમ્પતું હજુ.
લેખિની હસ્તથી છૂટે છતાં ઇચ્છા લખાવતી

× × × ×

ચક્ષુઓ બંધ બીડીને અંધારું હૃદયે ભરી,
મૂકેલી સર્વ ગાત્રોને એકાન્તે બંધ બારણે

ગાત્રો પડ્યાં શિથિલ બુદ્ધિ વિમોહ પામી,
ના દેહભાન, નહિ બાહ્ય સ્મૃતિ કશી એ
નિદ્રા કહો નહિ રહ્યું કશું ભાન તેથી
મૂર્છા હશે કરી શકો કદી કલ્પના એ

દશા દેહે એવી જડ ગહન ભાવે ધરી લીધી
વિમૂઢાવસ્થામાં હૃદયસ્થિતિ એ અન્ધ સરખી,
વિચારોનાં ઝુંડો ઉરઉપવને સૌ ફરી વળ્યાં,
ત્રિતાપે તાપેલાં તન મન પરાણે ઢળી પડ્યાં

દેહને ચિત્તનું ભાન અચિન્ત્યું મૌ જતું ગયું;
મૂર્છાના દાબમાં આવી સ્વપ્નાવસ્થા અનુભવું

× × × ×

મોહ મૂઢ બની ભર્યાં હૃદયમાં અજ્ઞાન ને અન્ધતા,
ચક્ષુ બંધ પડ્યાં વધી શિથિલતા ગાત્રો ઢળ્યાં દેહનાં,
એવો આકુળ શો વિવેકહીન શો એકાન્ત સ્થાને ઊઠે,
આવી સાહ્ય દેવીઓ ઊચકીને ચાલી મને જગવે.

જન્મને મૃત્યુની વચ્ચે ઝૂલાવે જીવને સદા,
આસુરી નિદ્રાની છાયા રૂપે એ બની દેવીઓ

ભારી ભયંકર ઉજ્જડ પ્રદેશ મૂક્યો,
ના વૃક્ષ પક્ષી પશુ અન્ય ન પ્રાણી દેખું,
વેરાનમાં ઊભું હતું તરુ એક લીલું
મેં એક માત્ર નવપલ્લવપૂર્ણ ખીલ્યું

અને ત્યાં લાવીને મૂક્યો ધીરેથી વૃક્ષછાયડે
વધ્યા'તા અગણે તેના ઘટે ભાગ્યનું વૃક્ષ આ

ખીલ્યું વિશાલ તરુ શાખ અનેક ફાલી,
શાન્તિ વળે હૃદયમાં હતી છાય શીળી,
મસાગવૃક્ષ સમ દીર્ઘ પ્રસાર દેખું,
ને પત્ર પુષ્પ ફલભાર વડે નમેલું

એ ભાગ્યવૃક્ષ ખીલેલું શાન્તિ ચિત્તમહીં ભરે,
શાન્ત એ ભાવથી ચિત્ત વિરમે વૃક્ષછાયડે

ત્યાં કર્મનો રવિ તપે શિર ઉગ્ર તાપે,
'મધ્યાન્હના પ્રખર તાપ સમો પ્રકોપે;
શાખા વીંધી પ્રસરતાં કિરણો તપેલાં,
બાળે બધાં હૃદય ફેરવી ફેરવીને.

પરન્તુ વૃક્ષની શીળી છાયામાં ચિત્ત શાન્ત છે;
કર્મસૂર્યતણી ઉષ્મા બાળે છે માત્ર દેહને.

આવી અગમ્ય વિપરીત દશા હતી ત્યાં,
સંસારવાયુની દશે દિશ લૂ ફુંકાતી;
એ ઝાળ જે હતું અધુરૂં પુરૂં કરે છે,
શેકે શરીર મનને સહુ સામટાં એ.

એવામાં વળી વામ શાખ તરની ફાટી ચીરાઈ પડી,
તેમાંથી નીકળી પ્રદીપ્ત પ્રતિમા શબ્દો નિરાશા લખ્યા;
વસ્ત્રો શ્યામ સજ્યાં મુખાકૃતિ મહા ભીતિભરી શ્યામ છે.
નેત્રો લાલ કરાલ ફૂંકતી મુખે જ્વાલા પ્રચંડાગ્નિની.

આવી ઊભી નિકટ ક્રૂર દગે નિહાળે,
એનો કરેલ અપરાધ હશે કદી મેં;
માથું હલાવી કૈં સાન કરી ડરાવે,
હુંહું કરી ગરમ હાય! વરાળ ફૂંકે

ધરી ધૈર્ય ઉભો બોલ્યો છાતીફાટ શરા સમો;
"કરી લે કરતું હોયે તારાથી ન જરા ડરૂં."

એ આશાવૃક્ષ શીળી છાંય પ્રસારતું'તું,
એ ધૈર્યસાહસ ઉરે ભરી એમ બોલ્યો;
ત્યાં વૃક્ષની જમણી શાખ ચીરાઈ ફાટી,
આશા થઈ પ્રકટ પ્રોજ્વલ જ્યોતિ ખીલી

નિરાશા ઝાળ ફૂંકીને ઉષ્ણતા ઉરમા ભરે,
આશાના રશ્મિ ઓજસ્વી શાતિ શીતલ પાથરે

નિરાશાએ આશા પ્રબલ સમજી રૂપ બદલ્યુ,
કરી પાખો પ્હોળી નયન વિકસ્યા દાત કચર્યા,
કર્યાં બન્ને ઊંચા કર વળી મુખે ચીસ કરતા,
મધી દોડી આવી ગહચરી વીંટાઈ ફરી વળી

ચિન્તા ઊભી પ્રબળી આવી ચડી અવિદ્યા
આધિ ઉપાધિ વળી વ્યાધિ અને દુરાશા,
આવી અશાન્તિ સમ એવી અગણ્ય સેના,
નાચે કૂદે રૂપ ભયકર ધારતી એ

સૌનું જોરજ એક કે હૃદયને બાળી કરે ભસ્મસાત્,
જાણે કે જન તેથી સર્વ બનશે દુખી અને દાઝશે
બાજે છે હૃદયો નિરાશ જનના ચિંતાર્િ તેથી વરે,
આપત્તિ વધતા મુઝાય જન ને આધારચક્રે ભમે

આપત્તિ આસુરી સર્વ ધારે રૂપ ભયાનક,
ડરાવીને ફસાવા એ ચાળા ચેન ઘણા કરે

દુ તો રહ્યો નીડર ધ્યાન ન કાઇ દીધુ,
તેથી વિશેષ બનતી ગહુ ઉગ્ર એનો,
ડોળા વિમાસતી પ્રસારતી ઉષ્ણ જ્વાલા
સત્તા બનાવી બ્હીવરાવતી ક્રોધદ્વારા

આશા તો એક બાજુ આ એકલી દૈવી પ્રકૃતિ,
આસુરી વ્યક્તિનો સત્તા બીજી બાજુ વધી પડી

હરાવી ના શકી જાણી એક રૂપે મળી ગઈ,
છવાયું ગાઢ અન્ધારૂં અવિદ્યા અક્ષરો પડ્યા

સામટી એકતા દેખી દેખીને ઘૂઘવાટ એ,
ગભરાટ થયો તોયે ધરી ધૈર્ય ઊભો થયો

ઉત્સાહપૂર્ણ બની માહમચૂર ઊભો,
શ્રદ્ધા અચિંત્ય ઊઠી અન્તરથી અનેરી,
દૈવી સ્વભાવ મુજ જીવનમાં વધ્યો જો,
તો હા કરૂં ‘ વચન સ્પષ્ટ કહું હવે તો

“જા જા દુષ્ટ! અરે અહીં પ્રકટ તું મતા નકામી કર!
‘જ્વાળા ફૂંકતી ને કરાલ કૃતિથી શી બ્હીક દેખાડતી’
“ના તારો કંઈ સ્વાર્થ આમ મરશે ના લેશ તેથી ડરું,
‘મિથ્યા ગર્વ ધરી મને પજવતા તું નષ્ટ પોતે થશે

‘માટે તો ખડું કીધ: આથી બનશે આ દાહ’ાવાન !,
“તાપે તમ દુઃખી થયુ હૃદય આ અન્તે થશે ભરમ તે,
મિથ્યા આ જગની બધી ખટપટો વેઠાશે જો પડે,
‘એમાં વેઠ જશે બને હૃદય આ જો લાગણીહીન તો’

નિરાશાએ વધુ જાગે ઘૂઘવાટ વધારવા,
ગોપી મત્તા અવિદ્યાને અધકાર વધી પડ્યો

આસુરી દળની આવી કરતા ઉમરાપ ત્યાં,
આશા છે એકલી તોયે નિહાળે ધૈર્ય આપતી

ઊભી ગભીર વદને અવિતર્ક્ય કાન્તિ,
ધીરે ધીરે મમ હિતાર્થ પ્રકાશ દે છે,

શાન્તિ ઉરે અનુભવુ દગ ફેરવું ત્યા,
તોયે વધે પ્રબલતા દલ આસુરીની

સૂઝે ના શુ કરૂ હુ તે કફોડી સ્થિતિ લાગતી,
અરે આ જીવનાથી તો મૃત્યુ સોગણું છે ભલુ

શુ જીવવુ? જીવનમા ભરી જો નિરાશા,
શુ જીવવુ? રમ ન જીવનમા કશો યે,
ચિન્તા નિરન્તર પ્રચડ બની મચાવે,
અધારૂ આ દશ દિશે ભરતી અવિદ્યા.

આથી છે મૃત્યુ વ્હાલુ તે સ્મરતા ચડી આવશે,
આવાહી મૃત્યુદેવીને દાહથી મરવુ ભલુ

'વ્હાલી મૃત્યુની દેવી! હો આવ હો આવજુ વીનવુ રે,
"મારો જીવનદીપ બુઝાવ, નથી માગે જીવવુ રે

જોવા જન્મના જૂના લ્હાવ, હવે તને નોતરૂ રે,
'રહ્યો એક જ અન્તર ભાન, અગમ્યમા ઊતરૂ રે

"દીઠા સ્વાર્થરચાપચ્યા લોક, ભમે દેહગેહમા રે
"જીવ્યુ જાણ્યુ આ સર્વે ફોક ન સાર આ સ્નેહમા રે

"મારે હૈયે હતા બહુ કોડ જીવી જગ જીતવુ રે
'એ સૌ ફોકટ દોડાદોડ મિથ્યા મરી જીવવુ રે

"ઘડી એક ન વ્યર્થ વીતાવ, ભર્યે ભાવ હુ સ્મરૂ રે
"મારૂ નામનિશાન મિટાવ, ખુશી ખુશી હુ મરૂ રે"

શબ્દો આ સાભળી જાણે પ્રકટી મૃત્યુ દેવી ત્યા,
દયાલુ દીસતી તોપે વદને મ્લાનતા ભરી

ઊભી તત્પર એ બની પણ ઉરે કં મિશ્ર ભાવો સ્ફુરે,
કાળકાલ જુએ અધર્મ સમજે કે તર્ક બીજા કરે,
ત્યાં તો અન્ય દિશા ઉભી ઝળકતી મૂર્તિ નવી કોઈ આ,
આ હા! એ ભગિની દીસે મરણની આયુષ્યદેવી ખરે

સ્વયંભૂ પ્રકટી આવી દૈવી સંકેત કે હશે,
સંબોધે મૃત્યુદેવીને ધીર ગંભીર શબ્દથી

"શું આ ઉતાવળ કરે નથી ન્યાય એવો,
"ભાવી ઘણું પરમવત્સલ દીનનાથે
"નિર્માણ કર્મફલ ભોગવવા વિચિત્ર
"જો જો જરા સરલ આ ઉર પ્રેમપાત્ર"

'ના મારો દોષ દેવી હું આવી મુક્તિ આપવા,
વહેલે દુઃખ દેખે તે શાન્તિની ગોદમાં ધરૂં"

આ મૃત્યુના કરુણ આર્ત્ત સ્વરો અચિંત્યા,
માંડે ઉરે અવનવીન વિચાર ઘેરે,
શું ભાવીમાં ભર્યું હશે?—પ્રભુ એક જાણે
છો પ્રાણજ્યોતિ પ્રભુની, પ્રભુમાં વિલીને

આયુ ને મૃત્યુ દેવીનો સંગમો આ ધર્મદ્વાર ત્યાં,
બે દાની સાથ દેખાતી મૂર્તિ ત્યાં અન્ય પાછળ

કર્તવ્ય દેવી ઊભી પાછળ જ પગમાં
ને અન્ય બાજુ ઊભી આ રુદ્ર ઘોર નિન્દા
એ ધર્મ કર્મ નિરખે મદુ પક્ષભેદે
ને જન્મમૃત્યુ પરમાણ મહીં પૂનાર્ચ

આત્માની શાંત દેવી ત્યાં મૃત્યુદેવી ઊભી હતી
તેને સંબોધતા મન્દ પ્રાર્થનામિષ શબ્દ આ—

"દેવી ! સ્વાગત શુ કરૂ ? નથી કશુ મારૂં ગણ્યુ આ જગે,
"શુ અર્પું ? વિધિ શુ કરૂ ? નથી કશી સામગ્રી પૂજાર્થની,
"હુ 'શુ ભાન ભર્યું ઉરે દુ ખદ આ એ અર્પવા નોતરી,
"લે સ્વીકાર નથી મને અહીં રહી વાઞ્છાય કીર્ત્તિતણી

"પ્રાર્થના આટલી કે તું અગમ્યે મૂકજે મને,
સ્વર્ગ કે મોક્ષની હૈયે ગંધ માત્રેય ના ગમે

"સ્વર્ગોપભોગ સુખ શુ નથી જાણતો હુ,
"ને નારકી ભય ન લેશ મને ડગાવે
"એ દ્વદ્વભેદ મહીં સારજ આપડ્યો આ,
"આશા નિરાશ ભવયુદ્ધ મહીં રીબાતુ

'ના જાણુ મોક્ષની વાતો ના ઇચ્છુ દ્વદ્વભેદ એ,
'अस्ति नास्ति ય ના ઇચ્છુ ઇચ્છુ ચિન્હ શમાવવા

ભોગી નહીં ભમતો ભવસાગરે હું,
'મ્હેંજે બધે નિયમ ઈશ્વરીમાં તણાતો,
'આ દેહ ગેહ ઉર વૈભવના પ્રપંચો,
"ઇચ્છુ ન ભોગ ઉપયોગ જરાય એના"

દેવી કર્ત્તવ્યની ઊભી હાથે ધર્મધ્વજા ધરી
પ્રસન્ન વદને વન્દી વનતિ આમ આદરી

"કર્ત્તવ્ય કર્મ નથી સ્પષ્ટ કરી શકયો હુ
'જીવ્યો અતૃપ્ત રહી હાર્દવ કે [illegible] વાચ્યુ,
'આ આટલું રહી પણ મુજ દૃષ્ટ રામે,
"નિન્દાસ્તુતિ જગતભાવની છોડી ચાહ્યો

"ધર્માધર્મ તણાં વિરોધી વચનો શાસ્ત્રે બહુ ગોઠવ્યાં
"જીવે માનવી સાગ્રહ દ્વન્દ્વમળે ના ભેદ ખોલી શકે:
"હું છું' કોઇ અગમ્ય દિવ્ય ગણુ એ ચિત્તે ભરી ભાવના,
"કૃત્યાકૃત્ય તણી નથી સ્મૃતિ રહી, એની ક્ષમા આપજે."

ત્યાં ઊર્મિરૂપ ઉરથી ઉઠી - આત્મનિષ્ઠા,
તેને કહ્યાં વચન ભક્તિમુખેથી ધીરે;
"જો એકતાર તવસાથ રહો હમેશાં,
"તો રાખજે સ્મરણ આટલું કે-'હનો એ'."

સંબોધ્યું આત્મનિષ્ઠાને આશા આશ્ચર્ય પામતી:
વાત્સલ્યભાવથી એણે દૃષ્ટિ કોમલ ફેરવી.

મૃત્યુ ને ધર્મદેવાને મારા વેણુ પૂરા થતાં;
આશાએ અન્ત જાણીને સ્હેરે ભાવ નવા ધર્યા.

કાયા કરી સ્થિર ગભીર મુખાકૃતિ ને
બોલી 'સુધૈર્ય' નયનો પછી મીંચ્યાં એ;
ઊભી સમાધિરત યોગિની દિવ્ય મૂર્તિ,
આશ્ચર્યમુગ્ધ બની કૌતુક સૌ નિહાળે

વૃક્ષની જમણી બાજુ શાખાઓ ફાટતી જતી,
તે સાથે વ્યક્તિઓ દૈવી ભૂતલે ઊતરી પડે

શ્રદ્ધા સ્ફુરી અચલ ધૈર્ય ગભીર દૈવી,
આવી ક્ષમા સહનશીલ ઉદારતા એ;
વિદ્યા પ્રકાશ ભરતી નિજ તેજ વેરે,
આનન્દમૂર્તિ રસિકા ઉભી પ્રેમદેવી.

કવિતા આન્તરોર્મિનાં માર્ગ્રાજ્યો ગોઠવી રહી:
કલાને કલ્પના બન્ને સ્વચ્છન્દે વિહરે વને.

આશાની સોડમાં પેસી ધૈર્ય એમાં ભળી ગઈ;
આવિર્ભૂત થઈ સામે આત્મનિષ્ઠા વિરાજતી.

એ સૌ દૈવી પ્રકાશ જ્યાં પ્રસરતો સર્વત્ર એ સ્થાનકે;
ના કૈં ચિહ્ન જણાય એ તિમિરનું એ નષ્ટ પામ્યું બધું;
વિદ્યા આદિ સુરપ્રકાશ પડતાં ના એ અવિદ્યા રહે,
પૂજે પાદ અસુરતા નિયમ એ સુરતાતણા સર્વદા.

અંધારવાદળ ઊડ્યાં વિકસી વિશુદ્ધિ,
નેત્રો ઉઘાડી ઊભી હર્ષિતચિત્ત આશા;
ઉદ્યાન ખીલ્યું નવપલ્લવ પુષ્પપૂર્ણ,
છાયા શીળી સુમન સૌરભ વાયુ વાયા.

દૈવી એ મંડળે ત્યાં તો મને એ દિવ્ય લેખવ્યો;
સુશ્રૂષા આદરી મારી આયુષ્યે ઉત્સુકો પછી.

એ ભાગ્યજનતણી શીતલ છાય નીચે,
આયુષ્યને અમર કોમલ અંક સૂતો;
આનન્દમગ્ન હૃદયે ભરી છે મૃદુતા,
ને પારણે રસિક ઝુલું કલા ઝુલાવે.

વિદ્યાનાં ફલ જોઈ એ આત્મનિષ્ઠા વિરાજતી;
અનેરી એકના બેની દિવ્ય જ્યોતિ પ્રસારતી.

શ્રદ્ધા ને ધર્મ આવીને આયુના પક્ષમાં ઊભાં;
સાફલ્ય કાર્યનું પ્રેરી હર્ષમગ્ન બધાં થતાં.

એક આ પ્રેમદેવી છે અન્ય આ કવિતા ઊભી;
કલા ને કલ્પના બન્ને આસપાસ ફર્યા કરે.

સૂક્ષ્મ પ્રેમાળ દૃષ્ટિથી વૃષ્ટિ અમૃતની ઝરે;
દૈવી આ ભાવથી મારે હૈયે આનન્દ ઊછળે.

કવિતા ઢોળતી વાયુ પ્રેમ સેવતી પાદને
હૃદયે ધૈર્ય પંપાળે ક્ષમા સ્તોત્ર ભણ્યા કરે.

પ્રેરે ઉદારતા ચિત્તે વિસ્મૃતિ ભૂત ભાવીની;
દૈવી જીવનની આવી ઝાંખી ઉષા ઉઘાડતી.

જીવું મરૂં ભયતરંગ શમ્યા બધાએ,
મારે ઉરે પ્રકટી કોમલ ઊર્મિમાલા;
આ વિશ્વક્ષેત્ર મહીં આસુરી-દૈવી યુદ્ધે,
દૈવીપથે બનું નિમિત્ત પ્રભુકૃપાએ.

જીવે તો જીવજે પ્રાણી મરે તો મરી જાણજે;
બન્નેમાં સ્નેહ સીંચીને દૈવી જીવન મ્હાણજે.

× × × ×

સર્વ એ દૈવી સંપત્તિ અર્પે આશિષ લક્ષધા;
મીઠા વાત્સલ્યના શબ્દો હૃદયે રસ રેડતા.

"જગમહીં જીવન શુધ્ધ શ્રેણીનું ધર્મપરત્વે લેખ;
"નીતિપ્રીતિની રીતિ વિલોકી મધુભરી નજરે દેખ;
મધુર ઉર તારૂં રહેજો:

"કુસુમિત વય હજુ તારૂં છે પણ યુવા જરા છે ભ્રમ્ય;
"તિમિરવિઘ્ન કરી દૂર દેખજે લાલિત્યે સૌ રમ્ય;
લલિત ઉર તારૂં રહેજો.

"નિસર્ગજીવન જો આ રસમય પુણ્યપ્રવાહ તરંગ,
"કલા, કલ્પના, કવિતા ભણી કર રસભર દૃષ્ટિ સળંગ,
રસિક ઉર તારૂ રહેજો

"હૃદય પરસ્પર પડતા પરિચય પ્રેમપરાગ પમાય
"શુદ્ધ સ્નેહ સૌરભભર જીવન પ્રેમ અલૌકિક ગાય,
પ્રેમી ઉર તારૂ રહેજો

' મધુર લલિત ને રસિક પ્રેમી ઉર રહેજે સાધી શકાય,
"ઉચ્ચ આત્મઅભિલાષા નિષ્ઠા દૈવી અવલોકાય,
દિવ્ય ઉર તારૂ રહેજો."

૦-૧૧-૦૫
૦—૮-૩૨

ᗒ

## દિવ્ય જગદ્ગણ

દિવ્ય જગદ્ગણ, પૃથ્વીસુપાવન, સન્તો હો, મન્તો હો !
ધ્યાન, દૃષ્ટિ સહુ ધર્મકર્મમય અનપેક્ષિત વ્યવહારો હો,
દઢ મનની શુભ શુદ્ધ ભાવના, વિશ્વવિહારી વિચારો;
દિવ્ય વિચારો હો !
અન્તરાત્મભૂત આ મુજ પ્રણમન સ્વીકારો, સ્વીકારો.
દિવ્ય૦

પરહિત સેવા પ્રેમ એ ધર્મજીવનનાં મૂળ.
કરે સિદ્ધ આત્મીયતા ભેદી જડ જગ સ્થૂલ.

હૃદય મુગ્ધ એ જીવન પર છે, વિભુમય વિમલ વિહારો હો;
પરમ સુજનના પ્રકટ રૂપ એ અમ ઉર પ્રેમ ઉતારો,
પ્રેમ ઉતારો હો !

વાન્છા હૃદયે પરમ શુદ્ધિની, ઉદ્ધારો ઉદ્ધારો !
તમ ચરણે અમવાસ શુદ્ધિથી, સ્વીકારો સ્વીકારો !

દિવ્ય જગદ્ગણ, પૃથ્વીસુપાવન, મન્તો હો ! મન્તો હો !

૨૦-૭-૦૧

## પ્રેમી ! સાવધાન

'પ્રિય, સખિ, પ્રિયે', શબ્દો ગોખી ન પ્રેમ શીખાય કૈં,
શુકસમ નર્યાં શાસ્ત્રો ગોખી ન પ્રેમ પમાય કૈં,
અનુભવ વિના મિથ્યા વાણી ગણાય ન જ્ઞાન એ,
પ્રણય પ્રીતિના શબ્દાર્થોથી બનાય ન પ્રેમી કૈં

પ્રિય, સુહૃદ ! હો પ્રેમી જ્ઞાની થવુ નથી સ્હેલુ કૈં,
સુખ વિભવના ભાવો કલ્પી સુખી ન થશો કદી,
વિભવ વિભૂતિ આ સંસારે પ્રિયા પ્રિયપ્રેમમા,
પ્રભુમય બને ત્યારે પામે વિરામ વિશુદ્ધિમા.

જગ વિચરતા પૂરેપૂરૂં જરૂર વિચારવુ,
સકલ દિશમા દૃષ્ટિ ફેંકી બધુ અવલોકવુ,
જગત ક્યમ છે ને ગૌ એના પ્રવાહ તણી દિશા,
મનન કરીને જોવી ચિત્તે ભરીજ ઉદારતા

નિજ જીવનની લ્હાણો લેતા પરાર્થ કર્યા કરો,
પ્રણય પ્રણયી જોડી વિશ્વે પ્રસાદ પ્રભુ વરો,
સ્વજન–પરમા પ્રેમાનન્દી બની પ્રીતિ અર્પજો,
દિન દિન નવા પ્રેમાસ્વાદો બધેય ચખાડજો.

૦–૭–૦૬



# મિત્રોને ક્ષમાપ્રાર્થના

રોવુ ! શું આ જીવનનો બસ એજ લ્હાવ ?
સ્નેહી રડે રુદન જોઈ શું એજ સ્નેહ ?
આ જન્મ, મિત્ર ! મળીને બસ રોઈ લેવા ?
આંસાં જતું ઘસડી જાય જ જ્યાં અનિચ્છા !

ઓ શાન્તિશીલ ઉરો ! અશાન્તની સંગને ચહો નહીં,
દુઃખી ના બનો સુહૃદો ! તમે આ દુષ્ટ જીવનને લીધે;
સંભાર દૂર થનો મને સહુ દૂરના શાખવે મળી,
કલ્યાણ મંગલ આશિષો કાંટા જીવનના વા ભથા !

મહા છો સ્નેહધર્મે સૌ ધર્મ એ પ્રભુનો ખરો;
ચિન્તા ના ગણશો કિન્તુ એકલો છોડી દો મને

ક્ષમા યાચું દયા યાચું મારે કાજ ન વેડશો:
સુખી છો સુખી રહેજો સૌ અમીદષ્ટિભર્યાં રહો.

ક્ષન્તવ્ય દૃષ્ટિ કરજો સહુ મિત્ર ! મારા,
આ માનજો ગરીબમાંય ગરીબ ગાન;
હું દુઃખભાર લઈ આ ભવક્ષેત્ર આવ્યો,
વ્હોરી ઉપાધિ મુજ વ્યર્થ તમે કરી કાં ?

દલીલો કરતાંમાં તો બુદ્ધિ એ બ્હેર મારતી;
સ્નેહસુત તમે સૌ છો થયું ના થયું માનજો.

સ્નેહ ને મૈત્રીના રંગે રંગાતાં એકડા થયા;
મળ્યા ને ન મળ્યા જેવા મારા દુઃખે દુઃખી બધા.

૨૫-૨-૦૬
૨-૩-૦૬



## ઔષધિ અને અસ્વીકાર

પાઓ ના ઔષધિ કાંઈ ઔષધિ કાર્ય ના કરે:
ઔષધિ ઉરની એ તો ક્યાંયે દૂર કર્યાં કરે.

અમારી વ્યાધિઓમાં તો ઉગ્ર કો ઊર્મિઓ દવે.
સ્નેહનાં ચક્ષુઓ તેમાં મ્હાલી આનન્દ મેળવે.

અન્યની દૃષ્ટિઓ તેમાં જોતી ભેદ વિડંબના;
એકની દિવ્ય દૃષ્ટિમાં અન્યની ગાઢ અન્ધના

મૂર્ખતા રોવરાવે છે કદી. એજ હસાવતી;
એકની મૂર્ખતા આવી બીજાની પ્રગતા થતી.

આ જન્મ આ જગતમાં વિષવૃક્ષ જેવો,
હાલાહલે ઉછરતો મરતો સુધાથી;
એને પીયૂષજલ હોય ન સીંચવાનાં,
એને ન અમૃતફળો કદી લાધવાનાં.

સુખો સંસારીથી નહિ જરીય આનન્દ મળશે,
વિલાસો ને ભોગો ઉલટું ઉરને ખિન્ન કરશે,
કદી ના આ ચિત્તે ધનયશની વાન્છા પ્રકટતી;
। વાસી તૃષ્ણાની કદી નથી પિપાસા ઉભરતી

મર્ત્યભૂમિતણા દૈવી અમે લોક અલૌકિક,
અપેક્ષા હોય શું તેને ક્ષુદ્ર ભોગવિલાસની ?

સ્વર્ગભોગ ત્યજી આવ્યા અમે સંસાર ઊતરી,
પ્રત્યક્ષ સ્થાપવા સ્વર્ગ દિવ્ય જીવન આચરી

જનો સંસારી સૌ ધન યશ વિલાસાર્થ મથતા,
ભૂલીને મોંપેલી ફરજ પ્રભુની જ્યોતિ ઝીલવા,
જતા આડે માર્ગે સુપથ નડતા વિઘ્ન નડતા,
દુઃખો દેખી હારે પણ દુઃખ કસોટી સુખતણી

ઇષ્ટપ્રાપ્તિતણે પંથે વિઘ્નો જે ક્ષુદ્ર આવતા,
તેને આ ક્ષુદ્ર સંસારે માની દુઃખ વિમાસતા

અરે ! કાં મૌં ભૂલો ! નથી જગતમાં દુઃખ દુઃખ એ
અશક્તિને બાળે પરમ સુખ સામગ્રી તપની,
તમારાં કર્ત્તવ્યે પથવિપથમાં જે સહવું તે,
ન દુઃખો એ બન્ધુ ! અનુભવમરાણે સુખ સ્હડવું

× × ×

બધા સંબંધોમાં વિગ્રમમયના દોષ મળતા,
અશકિતને હાકી વિષમ સહવા છે નૂભવો,
ઉપાયો શોધીને અબુધજનદષ્ટિ બદલવી
પ્રભુને પંથે સૌ વિમલ પથ પામે અવનવો

શુભેચ્છાઓ સ્નેહી સરલ હૃદયે ઐક્ય કરશે,
ચિદાત્મા હમ્મેશાં સરલ સુખી ઐક્યે વિહરશે;
કૃપા દૈવી પામી હૃદય શીખશે આ સહુ કૃપા,
અને એ સામર્થ્યે સહજ સુખના પાઠ ભણશે.

દૈવી પ્રકાશ પડતો પ્રભુની પ્રભાનો,
શીખે કૃપા હૃદય આ સહુ, પ્રેમ ત્યાંનો,
બન્ધુત્વ ઐક્ય રહ્યું સ્નેહનું દિવ્ય કર્મ,
એ લેખતાં અનુભવાય સ્વધર્મ શાન્તિ.

અમે સૌ એક બીજા આ કર્તવ્યે મેળ મેળવી;
બન્ધુત્વે એકતા સાધી શ્રેયસ્પંથે જ ચાલશું.

આ મારૂં આ તુજ ગણી સહુ સ્વાર્થ શીખે,
ભેદો વધે સ્વ પર ઐક્યવિશુદ્ધિ તૂટે;
જીવે બધાં સરલ જીવન સ્નેહધર્મે,
તો ભેદ ખેદ દુઃખ દ્વેષ ન કંઇ સતાવે.

અમે તો એક આ શીખ્યા શુદ્ધ સ્નેહસ્વધર્મને,
ઐક્ય એ દિવ્ય ઉત્પાદી સેવવું શ્રેય-પ્રેયને

સૌ સ્નેહભાવભર્યું ઐક્ય પ્રકાશ પામે,
એ પોષશે મનુજને કરી સ્નેહસાધુ;
શ્રદ્ધેય સ્નેહ સમ અન્ય બધુંય હેય,
એ ઐક્યને સમજતાં બધું પ્રેય શ્રેય.

ઉર્મિના દિવ્ય આવેશો શ્રેય-પ્રેય કરી જતા,
એકના શ્રેયમાં સ્હેજે વિશ્વભાવ ગળી જતા.

૬-૮-૯૬

## મૃત્યુનો આલાપ

આ જિન્દગીનું નૂર આવ્યું સ્નેહમાં,
આ મોતની મીઠાશ સાચી સ્નેહમાં,
લાખો ફકીરો ઓલિયા કુરબાન સા,
દૂટી મર્યા આશક ફના થઈ સ્નેહમાં

શોધી વળ્યો હું જંગલો પહાડો બધા,
ડોળ્યા નદી નાળા સમુદ્રો સામટા,
જોયા ગુફા ને કોતરો ખીણો બધી,
એ સ્નેહસૂકા એકલા રોતા દીઠા

× × ×

ગંઠા જીગરની એક આ જૂની ઊભી,
ચિંતા જીગરને કોતરી ખાતી જતી,
ઇચ્છા જિગરમાં ગુપ્ત હૈં પોપાય છે,
લૂખી નિરાશા દિલ ભરી જાતી નથી

મીઠો ઝરો આ દિલ ભર્યો શોધે નદી,
સરિતા મળે તો સ્હેજમાં સાથે ભળે,
હા હાય! એ સૂકાય છે વેરાનમાં,
પાણી ખૂટ્યાં! ખાલી જિગર લૂએ બળે.

આ જિન્દગી મીઠી મહબ્બતની ભરી,
દુનિયામહીં એ એક છે મુસાફરી;
દિલદાર સાથી સાથ એ પૂરી થતાં,
રહેવું ખુદાઈ નૂરથી રોશન કરી.

× × ×

આ કાફલે મુસાફરી પૂરી કરી,
લાખો તણો મેળો મળ્યો છૂટા પડ્યા;
આ શું ખુદાનો હુકમ! કે આ ખ્વાબ શું?
હું એકલો ભટક્યો ન સાથી સાંપડ્યા

× × ×

લાખો નિરાશાએ જિગર ઘેરી લીધું
સૌ નૂર હૈયાનું ધુમાડામાં ડૂબે;
મારા વિચારો સૌ ગરીબીમાં ઘુમે.
ને સૌ તરંગો ક્લાન્ત સિન્ધુમાં ડૂબે.

કોની ગુલામી હું કરૂં? હાર્યો હવે;
શુ શું કરૂં હિકમત! બધે જ્વાળા બળે;
હું તો ભિખારી સ્નેહનો જૂઓ કરૂં,
જે નૂર જ્યાં ઝાંખે જિગર સ્હેજે ગળે.

દૈવી ફિરસ્તો ઊતરે આસ્માનથી,
જેમી સુધાનો જામ હોઠે એ ધરે
ઇચ્છા મને તો જિન્દગીમા મોતની,
ના દો સુધા છો આમ એ બળતો મરે

+ + +

આ જિન્દગીમા લ્હાવ ના બાકી રહ્યા,
સૌ કામ જાણે છે હવે પૂરૂ થયુ,
જોવુ નથી કે જાણવુ બાકી કંઈ,
આશા નિરાશામા બધુ પૂરૂ થયુ

મિથ્યા વિચારો ગોઠવી કા વેઠવુ ?
કિલ્લા હવામા બાધવા ખાલી બધા,
આશા નિરાશામા ઝૂરે આ જિન્દગી,
ઇચ્છા તરંગો શાંત છો સ્વપ્ને જતા

વેઠયુ ઘણાએ છે સહુ મારે લીધે
કા એ ઉપાધિ આપવી સૌને હવે ?
મીઠો સ્વીકારી મોતનો પ્યાલો ન કા ?
સંતોષવા સમધી મિત્રોને હવે ?

શુ આ વિચારે હાય ! હૈયુ બાળવુ ?
શુ આ નિરાશા ફૂકતા આરામવુ ?
શુ જિન્દગીનો ખેલ છે પૂરો થયો ?
શુ મૃત્યુના આતાપથી આરામવુ ?

૬–૮–૦૬

## ક્રોધ અને કરુણા

પ્રચાર કરું કોણને ? સુહૃદ એજ શત્રુ થયા,
હવે બહુ થયું પ્રભુ ! સદય દૃષ્ટિથી જો જરા,
મ્હોં રડવું ક્યા જઈ ? રુદનનીય એકાન્ત ના,
હવે ઠરવું ક્યા પ્રભુ ! કદી વિરામનું સ્થાન ના

×  ×  ×  ×

નથી વ્યાખ્યા સ્નેહે તદપિ કંઈ ચિન્હો પ્રકટતા,
ઉરોની શુદ્ધિથી હૃદયદ્વય આકર્પિત થતા,
હજારો ને લાખો દૃગ નિકટ દૃષ્ટાન્ત ગણુ છે,
પરન્તુ મૂર્ખો તો જગતમહીં વેરે જ કરતા

બન્ધુત્વના વિરલ સાત્વિક બીજ ક્યાંક,
ને સ્નેહના રસિક તત્ત્વ જ ક્યાંક ભામે,
કો પ્રેમનો વિમલ પાશ વિશાલતાનો
બન્ધુ અને સુહૃદ ભાવ પ્રકાશવાનો

મિત્રની મિત્રતા લૂખી બન્ધુના ભાવ શુષ્ક સૌ;
સ્નેહનાં શમણાં જૂઠાં જોવાં આ નજરે ધર્યાં.

'મ્હાતું ને રહેતું' એ બેની સાથે કો સાધના કરે,
મૈત્રી સ્નેહતણા ભાવો અનેરા ઉર ઊતરે.

સમજી અન્યનું સૂચન આ પછી,
ઘડવું જીવન છે અઘરૂં જરા;
કઠિન લાગતું કિન્તુ અશક્ય ના,
સરલ શુદ્ધિ કદાપિ ઉરે ભરે.

પ્રેરણા પામવા આવી, સ્નેહીને વિનવ્યા બહુ;
પરન્તુ વ્યક્તિઓ......, શા માટે શ્રવણે ધરે!

અસંખ્ય કંઈ છે થયા નવીન ફેરફારો અને,
અસંખ્ય કંઈ ત્યાં નવીન સહવાસી સાથે થયા;
હતું હૃદય લીન આ સુહૃદનાં મધુરાં સુખે,
હતું હૃદય આ સહુ સુહૃદનું જ સ્નેહી પથે.

આવી અનેક બહુધા સ્થિતિ સાંપડી છે,
ને વર્ત્તમાન સમયે હજુ એ દશા છે;
આહીં રહ્યો તહીં રહ્યો ક્ષણ ક્યાં રહ્યો હું,
ત્યાં એકને ત્યજી બીજા સહવાસી શોધ્યા

સર્વ એ ફેરફારોમાં મિત્રો ને સ્નેહીઓ . મળ્યા;
કિન્તુ એ ભૂતનાં સ્વપ્નાં એકાકી ઉરમાં ઢળ્યાં.

સુખો ઉભરતાં કંઈ સ્મરણ થાય તેનું તદા,
સુખો ઉભરતાં કંઈ વિમલતા જ ચિત્તે સ્ફુરે;
સુખી સ્મરણ એ બધાં હૃદય કિન્તુ શોક ભરે,
નાહ ક્ષણિક શાંતિ એ હૃદયને હજુ કૈં મળે,

અવિશ્વાસી હૈયાં હૃદય ચીરતાં હાય ! અરરે,
પરીક્ષા શેમાં છે કયમ કરવી એ પ્રશ્ન કરતાં.
ન એ પ્રશ્નો કિન્તુ હૃદય ઠગવા યત્ન સઘળા,
મજા સૌ માને છે નિજ હૃદયની મશ્કરી કરી.

ક્ષમા યાચી દયા યાચી ક્રૂર ના કશું લેખતા;
પડું પાય હજુ કિન્તુ વ્યર્થ એ યાચકો બધા.

હગે ક્યાં એ નેત્રો હૃદયની પરીક્ષા કરી શકે !
હશે ક્યાં એ એવું હૃદય હૃદયે સત્ય નિરખે !
હશે ક્યાં એ ચરમાં નયન પ્રકટે તેજ સ્ફુરતાં !
અહા ! અંધારામાં નિજ—પર તણા ભેદ પડતા.

× × × ×

છે એક વ્યક્તિ બદલે વિશ્વમાં સુધાને,
ઇચ્છું ન તોય ઉર ઉગ્ર વિષાદ લાવે;
પામું વિકાર સહુ કોમલ ભાવ ભૂલું,
ને આવું આમ બની ક્રોધવિમૂઢ બોલું.

" અરે તું સન્માર્ગી ! પરમ પ્રભુના ક્રૂર પન્થા !
" ભલે તું કર્તવ્યે અવિરત રમે ના કયમ કહું !!
" હમેશાં મેં યાચી સદય હૃદયે કોમલ કૃપા,
" પરન્તુ તેનો ના કંઈ જ મુજને લાભ મળતો.

" બન્યો શું હું વૈરી ખરી પડતી કાં આમ રિપુતા !
" અચિન્ત્યો દેખાયો તુજ નાટ્યમાં હું ખલ કદી !
" કદાપિ શું કલ્પ્યું કપટ મુજ ભોળા હૃદયમાં !
" જણાયો કે હું ના ઉચિત તુજ સ્નેહે વિરમવા !

" અરે ભોળા પ્રેમી ! શીત હૃદયના ઉષ્ણ તણખા !
" અને કાં તું બિન્દુ વિષ હૃદયમાં 'અમૃત સમું' ?
" નથી મારે જોવી વિષમ ઉરની આ કઠિનતા,
" નથી આવી જોવી તુજ હૃદયની શુષ્ક મૃદુતા.

" હવે ના આ હૈયે ક્ષમનીય વિચારો નભી શકે,
" હવે મારે હૈયે ધીરજ ઘડીએ ના ટકી શકે;
" હવે તો નેત્રોએ વિષ વિષ રહ્યું વર્ષી સઘળે,
" ક્ષમાએ કે ક્રોધે ઉચિત ગણીને ખડ્ગ દીધું છે."

× × × ×

શા શા ખેલ કરે આવા, વિરોધી ભાવ દાખવે;
શાન્ત થા, ઉર ! ધીરું થા, મિથ્યા કાં આમ તું લવે ?

હૈયું ચીરાય વદતાં કઈ એવું એવું,
શું દોષ ? એમ સહસા ઉર પ્રશ્ન ઊઠે;
સ્નેહાત્મને ઉચિત વર્ત્તન આવું ! ના, ના,
કર્ત્તવ્યથી વિમુખ ના બનવું; અધર્મ.

પરન્તુ સાવ એકાકી રહ્યો આ અન્ધકૂપમાં;
નિરાશા બાળતી હૈયું ખૂટે જ્યાં ધૈર્ય સામટું.

વેઠી શકાય નહિ અન્તરની વ્યથા એ,
ટાળી ટળે ન પડી દુષ્ટ કુટેવ કેમે;
જ્યાં સ્નેહી સુહૃદતણાં સુખસ્વપ્ન વીતે,
એકાકી ભાવ હૃદયે દુઃખદા બને છે.

હવે જીવું શાને સ્વજન નથી કોઈ જગતમાં,
હવે જાણે મારી વિષજીવનયાત્રા થઈ પૂરી;
નથી આ સંસારે રતિવિરતિનો આશ્રય રહ્યો,
ઉષા કે સંધ્યા સૌ વિરમી તિમિરોનાં ઘન ચ્હડયાં.

તરંગો તેજોના ઉછળી ઉછળીને શમી ગયા,
રહ્યા પ્રત્યાઘાતો તિમિરમય તે વિઘ્ન કરતા;
છતાં આશા, ઈચ્છા કંઈ સફલતાનાં કિરણની,
અધિષ્ઠાતા જાણે ઉર પ્રકટતી નૂતન ઉષા.

× × ×

પડેલો કૈં જાણે જગતભરનો ભાર શિર આ,
જવાશે ના ઊડી પણ પડયું રહેવું અહીં મહીં.
હમેશાં કર્તવ્યે સુદૃઢ રહીને શાન્ત કરવું,
અને સેવાધર્મે પ્રભુમય વિહારે વિહરવું.

૮-૮-૦૬



## ખુદાઇ ખ્વાબ

ખુદાઈ ખ્વાબમાં આજે અજબ કૈં નૂર છે જોયું,
સનાતન કાલના ચક્રે સનાતન તેજ છે જોયું.

નીચે એ ચક્રના નૂરે કલાકો ને દિનો, વર્ષો;
ધકેલાતા તણાતા સૌ વહ્યા કયાં જાય એ જોયું.

અજબ એ ચક્રના નૂરે પડે વર્ષો તણી ઝાંખી;
પડી દુનિયા લઈ સાકળ મહીં એ આજ છે જોયું.

ખુદાઈ નૂરની જાદુઈ બલિહારી જ એ જોયું;
જિગર ઉમ્મેદ બર આવે ખુદાને એ પૂછી જોયું.

૧૮-૮-૦૬



## પ્રભુ !

પ્રભુ ! ઓ, વિભુ ! હો !
    અમે દીન બાલો;
    વીતે વ્યગ્ર કાલો;—પ્રભુ ! ઓ વિભુ ! હો !

કંઇ વાઞ્છના યાચના એ અધુરી;
કંઈ ભક્તિ શક્તિ અમારી અધુરી;

વિચારો વિહીને વિચારે તમારા;
પ્રભુ પાદપદ્મે વહે પ્રાણધારા.
    હવે હો દયાલો !
    દયાથી નિહાળો—પ્રભુ ! ઓ વિભુ ! હો !

ઉરે અન્ધશ્રદ્ધા, હરો વા અશ્રદ્ધા;
ક્ષમા દૃષ્ટિ રાખી કરો નાથ ! રક્ષા;

તમે શાન્તિ આધાર આ વિશ્વમાં છો;
તમે મુક્તિદાતા પ્રભો બન્ધમાં છો;
    વ્યથા ! સર્વ ટાળો,
    પ્રભુ ! પ્રાણ પાળો:—પ્રભુ ! ઓ વિભુ હો !

## ગાન સ્પર્ધા

"મધુરિ મધુરિ" બોલી યુવાને દષ્ટિ ફેરવી:
આકાશે ચન્દ્રિકા ખીલે ઉદ્યાને રમ્ય કોકિલા.

'મધુરિ' શબ્દરવ પડ્યો કર્ણે, એ કર્ણો કમ્પ્યા,
વસન્તિકાની કુંજ મહીં રવ–ભાવો ભેટ્યા;
ખેંચ્યું'તું ઉર શાન્ત ચન્દ્રિકાશીતલતાએ,
તરલ સ્નિગ્ધ રવ–ભાવ ઉછળતા'તા એ હૃદયે.

નિમંત્ર્યું પ્રેમીનું પ્રેમી સ્વીકારે કોઈ કોકિલા;
ને ત્યાં શબ્દ-રવ આવે "ચં-કૂ"ની ભિન્ન એકતા.

કુંજ પશ્ચિમે યુવાન ખેલે આ સહુ લીલા,
પ્રમત્ત ઉરનાં પ્રતિબિમ્બ એ પડ્યાં વિલીન્યાં;
"મધુરિ" શબ્દ વળી કર્યો યુવાને ઉલ્હાસેથી;
મંદ મંદ મલકાય મુખાકૃતિ એ હાસેથી.

સ્થાનકે શબ્દ પહોંચ્યો ત્યાં, છવાઇ શાન્ત મૂકના;
મન્દ હાસ્યનણી છાયા, શબ્દાકાર બની ઉડી

કરે કોકિલા ગાન અહા શું મીઠું મીઠું,
ગગન ચંન્દ્રિકા હસે અહા અણુદીઠું દીઠું,
રસિક હ્રદયની પ્રિયા પ્રિયતમા મધુરી આવી,
રસિક હ્રદયમાં પ્રેમચેતના મધુરી આવી.

"મધુરી મધુરિ ! પ્રિયે ! મધુરી રમ્ય કોકિલે !
"થવા દો ગાનસ્પર્ધા એ શબ્દમાં રવ પીગળે"

પડી કોકિલા શાન્ત ગાન શીખે એ મીઠું,
ઝંખવાણી ચન્દ્રિકા કરે અણુદીઠું દીઠું;
રસિક હ્રદયની કિન્નર કડી મધુરી એવી,
પ્રેમ જગતની દિવ્ય એકતા મધુરી એવી.

૧૦—૯—૦૬



## કૃષ્ણપક્ષની રાત્રિ

પ્રસરતી સરતી ગતી શર્વરી,
તિમિરના પટ ત્યાં પડતા સરી,
ગગન તારક તાન મહીં રમે,
ગહનતા ગગને મનને ભમે

તમતમ તમરાં ઉર કંપતું,
તિમિર વ્યોમથી અન્તર આવતું
સ્મરણ થાય વિચાર ઉરે ઘના,
વિરમતું હૃદયે ક્ષણ શાન્તિમાં

તિમિર ! ના પ્રતિબંધક કે અહીં,
ઉતર અન્તર મેં ક્ષમતા ધરી
નહિ નનુ બનશે નહિ કે ટળે,
મુજ ઉરે ઘનઘોર બનો ગજે

હૃદય ઊર્મિ અનેક ભરાયલી,
તિમિરના ઘનમાંહી દટાયલી;
ગગનતારક સાથ ભળી જશે,
નવલ રૂપ પછી ધરી ખીલશે

ઉડુગણે નવચંદ્ર પ્રકાશશે,
કિરણ શાન્ત રૂપેરી પ્રસારશે,
પ્રકટશે ગગને નવલી પ્રભા,
વિકસશે રમશે બની સ્નેહદા.

હૃદયતારક ઊર્મિ અનેક છે,
સમય આવી જ ચન્દ્ર પ્રકાશશે,
કિરણ શીતલ સ્નેહ પ્રમાણશે,
જીવનધર્મની પૂર્તિજ શાન્તિ એ

૧૬—૧૦—૦૬



## મંગલ પ્રાર્થના

અનન્ત મૃદુ હાસની વિરલ દીપ્તિ આ ઊડતી,
અનેક વિરલાત્મની વિમલ ચેતના રાજતી;
ઘડી, પલ, દિનો, યુગો કિરણદીપ્તિ રૂપે રમે,
સદા અમલ ભર્ગ એ રસિક માનવો સૌ નમે.

વહે હૃદય માનુષી વિમલ ધર્મના સત્પથે,
ફલે ઉચ્ચિત યાચના પરમ પ્રાણના પ્રાર્થને,
ભરે રસિક ચેતના હૃદય દેહ ને ગેહમાં,
ધરે વિમલ પથ ત્યાં મનુજ ધર્મ ને સ્નેહમાં

અનેક પ્રણયાર્દ્ર કો નવીન હાર્દ સન્તોષજો,
અનેક વડીલો વીરો હૃદયભક્તિથી પૂજજો,
અનેક સહવાસીને નવીન ઉચ્ચતા ઇચ્છજો,
અનન્ત જગમાં બધે સરલ સૌમ્ય ભાવો હજો

ઊડે પરમ ચેતના જીવન દિવ્ય દિક્પ્રાન્ત એ,
પ્રકાશ પ્રકટે રમે જીવન ઉચ્ચતા કેળવે,
અનન્ત સુખ કાલમાં પરમ પ્રાણપ્રાકટ્ય હો !
અનેક વિરલાત્મમાં વિમલ સ્નેહજ્યોતિ વહો !

સ ૧૯૬૩, બેસતુ વર્ષ



# પૂર્ણિમાનો રાસ

આજે પૂર્ણિમાની રાત, રૂડા ચાંદલીઆ!
ખીલ્યો તારલિયાની સાથ, રૂડા ચાંદલીઆ!

પદ પદ તિથિ ચ્હડતી શુદિ ચ્હડે ચન્દ્રિકા તેમ;
ક્રમ ક્રમ ત્યમ ઉન્નત રહે ધર્મ જીવનનો પ્રેમ.

શુદ્ધ પ્રેમપ્રતિબિમ્બ ઉરે પાડજે;
આત્મકર્ત્તવ્ય ભાવના પમાડજે;

તુજ અન્તરમાં આજે ઉલ્હાસ; શીળા ચાંદલીઆ!
પણ કાલે તું થઇશ ઉદાસ, વીલા ચાંદલીઆ.

આજે૦—

વૃદ્ધિ–ક્ષીણના ઉદ્‌ભવે સહનશીલના ધૈર્ય;
દુઃખ શોક છાયા થતાં સુખ દુઃખ સમતા પ્રેર.

વિરલ તત્ત્વો કૈં દિવ્યભાવી વેરજે;
સરલ તત્ત્વો સૌ સ્નેહભાવી પ્રેરજે;

તું ધોળો હૃદય આમ ધોળ; ધોળા ચાંદલીઆ!
ઉરે શુદ્ધિ હો છોળા છોળ; ભોળા ચાંદલીઆ!

આજે૦—

અનન્તવાસ સુધારણા, દિવ્ય એકતારૂપ:
પરમ પ્રભા ચન્દા સદા તેજ વડે તદ્રૂપ.

સદન સ્વર્ગસમી શાન્તિથી ઓપાવજે;
વદન ધીરવીર કાન્તિથી દીપાવજે;

ખીલી ખીલી ખીલાવ તું અન્ય, એવા ચાંદલીઆ !
સુધા પીતાં સૌ સૃષ્ટિજન્ય; દેવા ચાંદલીઆ.

આન્હે૦—

૨૨-૧૨-૦૬



## જીવનનું અવલોકન.

આ એક જન્મદિન સાંભરતો પરાણે,
ને એ લખું સદન અશ્રુથી લૂછવાને;
તેમાંય કાંઇ મધુરૂં કડવું હમાતાં,
અન્ધારૂં અશ્રુ સ્મિત તેજ થકી છવાતાં

વીસેક વર્ષ તણી આજ સમાધિ ગાળી,
ઊઠ્યો તહીં નવીન સૃષ્ટિ બધી નિહાળી;
આશા પરે તલપ નાખી જીવ્યો હમેશાં,
ના ઇષ્ટ કૈં કઠિન; તોય સુખે રહ્યો છું.

આ ભૃંગ ના કદી ખીલેલ ફુલે ભમેલો,
ભૂલો પડેલ અથવા નહિ એ શીખેલો;
કે ના સુગંધિ સુંઘી કંટકમાં વીંધાણો,
ને ત્યાં સુખે રસભર્યો મકરન્દ મ્હાણ્યો

છે વીસ વર્ષ પર માસ વીત્યા દશેક,
ને બે પૂરા કરી બનીશ હું એકવીશ;
એ કાલચક્રપર જિન્દગી આ ફરે છે,
એ ધારની પર કદી રમતી ગ્રહે છે.

એ ચક્રને જગ સરાણ પડે ચ્હડાવી,
ધારો ઘસી કરી પ્રકાશિત તેજવાળી.
ને ધારને વિષ હળાહળમાં ઝબોળી,
કે સ્પર્શતાં વિષ ચ્હડે, જીવ જાય ઊડી.

એ ખેલ છે કઠિન જોખમથી ભરેલા,
દોરી પરે જયમ મદારી પગો ઠરાવે;
તાકેલું નિશાન ચૂકતાં પડી જાય નીચે,
આશા બધી અફલ, કોદી ન જાય ઊંચે.

મેં શું કર્યું સ્મતિ નથી કંઇ એવી રાખી,
તોયે ફર્યો, ફરી રમ્યો, તહિં હું સુખેથી;
મેં ધારનું વિષ ઉરે શરીરે લગાવ્યું,
તોયે રહ્યું જીવન ઝેરનું આ ઘડેલું.

આ ઝેરનું જીવન શી વિધમાં સુકાશે?
એ ઝેરમાં ખીલતું અમૃતમાં મરે એ;
એને અહીં ન કદી સાંપડશો સુધાએ,
જો સાંપડશે અવધિ એ બસ કાલનો છે.

હો જે તમે વિષ સુગંધ તણાં વિલાસી,
આવો સુખે અહીં રહો વિષગંધ સૂંઘી,
કો આવડે વિષતણું કરતાં સુધા જો,
તો ધન્ય, ધન્ય, પછી કાંઇ ન પૂછવાનું.

પીશું સુધા વિષતણા ઘૂંટડા ગળીને,
ને ઓડકાર પછી અમૃતના મીઠા શું!
આ ઝેરનું જીવન ફેરવીને સુધામાં.
એ મીઠી મીઠી કડવાશ મહીં રમીશું.





## આશાની લ્હાણ.

પીવેવું પીની ચૂક્યું છે;
જોવું ને રોવું ખૂટ્યું છે,
સૌ ગીડે ખૂણે ચૂક્યું છે,
આશાની લ્હાણે

દેહ થયો અંધારે ઝાંખો,
ઉડનાં ઊડી ’છે પાંખો,
જોતાં અન્ધ બની છે આંખો,
આશાની લ્હાણે.

પાંખ વિના તોયે ઊડવું છે,
આંખ વિના તેજે ખૂડવું છે,
શિક્ષક ને નેતા બનવું છે,
આશાની લ્હાણે

કંટકમાંથી ગુલાબ લેવાં,
અંધારે તેજોમુખ જોવા,
શુષ્ક વૃક્ષ ને અમ્રફલ દેવાં,
આશાની લ્હાણે

વીતે તે વીતવા દેવું છે,
જોનાં ને રોનાં રહેવું છે,
અણુધાર્યું ધાર્યું સહેવું છે,
આશાની લ્હાણે

૩૧-૩-૦૭



## ખેડૂતની ડોશી

જૂનું હતું ઘર તથાપિ હતું સમાર્યું,
ને એ ફૂટેલ નળીઆથકી ઠીક છાયું,
ગારે લીંપેલ ભીંત ગોરમટી દીપેલી,
એ આભલાસમ રહી ઝગકે મજાની

લીંપેલ ઓશરી હતી કરી રાખી ચોકખી,
વાળેલ રૂડું ફળી કાંકરી પાથરેલું,
વળી ઊભી ફરતી એ ગઢને ભુલાવે,
કાંટાતણી ઉપર છાજ્યું રૂડું કરેલું

સાઠી અને કડમનો જડીને કરેલો,
ઝાંપો દીધો ફરતું ઢોર ન કોઈ આવે,
એ ટાકલાસમ નાનું ઘર ડોશીમાનું,
સંધ્યા સવાર ઘડી જાઉં વિરામ લેવા

ડોશી હતા વરસ એંસીના થયેલાં,
ને દીકરા ત્રણ જુવાનતણા હતા મા,
એ દીકરાની વહુ કામ કરે ઝપાટે,
ને ડોશી ડોરપર બેસી જ લોટ આપે,

પુત્રો ત્રણેય વળી સંનનિવાન પૂરા,
છે છોકરાં કળશી એક બધાં મળીને;
એ ચાર માથી વળી કામ કરે બીજાએ,
ઘેરો હતાં ઘરમહીં સહુ માણસો એ.

હું એક દી જઈ મ્હડગો ટંઈ ડોશી પાસે,
બેઠાં હતાં બજર દાતણ દાંત દેતાં;
"એ આવ માડી" કહી ખાટલી એક ચીંધી,
ને "બેસ બાપુ! હમણાં કયમ આહીં છે તું?"

મેં સાંભળ્યું હતું અતિ ધનવાન એ છે,
ને ગામમાં અનુભવી ઘર એ ગણાતું;
દૃષ્ટિ કરી દિશ બધી સહુ એજ જોવા,
ત્યાં મૂલ્યવાન નહિ વસ્તુ કશીય દીઠી.

સાદાઈ લોક ગણુતા બધી એ હતી ત્યાં,
કે ગામડાની હતી એ સહુ ભવ્ય શોભા;
હું તો થઈ ચકિત એ સઘળું નિહાળું,
ના શહેરનું ધનિક ચિન્હ કશુંય ભાળું.

ત્યા ડોશી દાંત ઘસીને કરી સાફ મોઢું,
સામે મુખે ફરી નિરાંત કરીજ બેસે;
"કાં, માડી! કેમ કંઇ કામ મશેં તું આવ્યો?
"કે ડોશીની ખબર આજ લીધી ઘણે દી!"

"ના માજી! આમ ફરતો ચ્હડી સ્હેજ આવ્યો,
"આ આપ વૃદ્ધતણી આશિષ માગી લેવા;
"આ છોકરા કયમ નથી ભણુના નિશાળે?"
એ પ્રશ્ન કાંઇ થઈ જાય જ સ્હેજ સાથે.

"માડી ! અરે ! ભણતરે નવું શું કર્યું છે ?
"એ જો ભણે બધુ ય ખેડનું કામ ભૂલે;
"એ બે ઘડી રખડી ખેતર કોર જાશે,
"ત્યાં કામ ચીંધ્યું કરશે સહુ ઝીણું મોટું.

"દોડે રમે વળી વચ્ચાં ઘડી એ ઉડાડે,
"ને ઢોરને તગડશે ગરશે છીંડે તો;
"આ એમ કાલ શીખશે સહુ ખેડ સ્હેજે,
"ને ખેડી ખેતર સુખે ઘર બાંધી ર્‌હેશે.

"જે પાકશે નીપજ ખેતરમાં તંહે તે,
"એ ધાનનો કળશીખાંડ ભૂકો લઈને;
"એનો નિભાવ કરશે સહુ એની મેળે,
"શું કામ નાહક બીજું ભણવું નિશાળે ?"

ત્યાં ડોશીની નજીક બેસતી એક છોડી,
"મા ! રોટલા દસ મૂકું ? કઢી ભાતમાં છે."
"એકાદ મક વધુ ત્યાં પડતો ભલે ર્‌હે,
"છે દાડીઆં હળ હશે નવ આજ જોડયાં."

કો છોકરું લળી લળી કરી લાડ પૂછે,
"મા ! ઢોર જાઉં લઈ એકજ પાઈ આપો;"
ડોશી બતાવી પીંતીએ નિજ સાડલો ક્‌હે,
"લે છોડી પાઈ કદી બાંધી જ હોય છેડે."

આવું કહી વડીલ સર્વની ડોશી યાતી,
ને ઓશરી પર રહી રહી સર્વ જોતી;
ખોળા મહીં પડતું આવીજ છોકરું તો,
"બેટા ! શિદાસ્યું ?" કહી બાથ ભીડી રમાડે.

સૌ છોકરાની ફરતી વહુ આમ તેમ,
ચાલે તહીં ફડફડે ચણીઆની ચાળો;
કો ઢોર છોડતી વળી કંઈ ભેંસ દોતી,
કો ગોળીમાં પૂરતી છાશ પછી વલોવે.

એ ડોશીના જીવનસુખતણી સીમાએ,
"મા ! છો સુખી;" કહી જવાય કશું અજાણે;
"હા મા ! સુખી મરૂં મૂકી બધી લીલી વાડી,
"આ ઍન છે બધું રૂપાળું પ્રભુકૃપાથી.

જોયાં બહુ ધનિક શ્હેરમહીં કુટુમ્બો,
નિશ્ચિન્ત એ સુખવિલાસ અનેક મ્હાણે;
સન્તોષ તોય નજરે ન પડ્યો કહીં ત્યાં,
એ આજ સર્વ શીખવ્યું અહીં ડોશીમાએ.

સન્તોષની પરમ ગંભીર જોઈ લીલા,
ને મૂઢ શો ઊઠી ફર્યો ગૃહની દિશા હું;
સન્તોષ શું ? જગતમાં નથી એક છાયા,
હું ક્યાં વસું ? નહિ કશુંય સૂઝે મને તો.

ભૂલ્યો હું સર્વ ભણીને શીખ્યું હતું તે,
અજ્ઞાનજ્ઞાનતણી કીમત શું ? ન સૂઝેઃ
યાચું પ્રભુ નવીન દૃષ્ટિ જૂની કરે વા,
આ દૃષ્ટિ ઇષ્ટ ફલપ્રાપ્તિમહીં ડુબાવે.

૩૧-૩-૦૭



## પ્રેમમાં સાક્ષી

દિશાઓ વિશ્વની જાણે છવાતી અંધકારથી;
સીમાઓ બંધ બાંધે તે મર્યાદા દેહની યતી.

તોય મુજ આશા ઇચ્છારંગ,
હૃદયના શુદ્ધ પ્રેમનાં અંગ;
અવરાતા બન્ધુભાવ સત્કૃતિ,
અનુકૂલ માર્ગદર્શને થતી.

પડે તેજની છાય,
અનિલની સુરભિ લહરિઓ વાય;
મન્દ એ પરાગભરી સોહાય,
પ્રેમના સન્દેશા કહી જાય.

પ્રેમોત્સાહ તણી તંત્રી મધુરાં ગાન આદરે;
બાલાઓ નાચતી ગાતી આનન્દે અંકમાં ઓહડે.

જગતના વિધવિધ નૂતન રાગ,
પ્રેમરવ શાન્ત શુદ્ધ વૈરાગ;
ચિત્રતી શુદ્ધ પ્રીતિના વેશ,
બોધતી ગુપ્ત મંત્ર સન્દેશ.

વહે પ્રેમની ધાર,
જગતનો દિવ્ય સર્વ વ્યવહાર;
મન્દિરે પ્રેમસ્તંભ આધાર,
હૃદયનો શુદ્ધ સત્ય આચાર.

આત્માની એક્તા સઝે સ્વદેશે કે વિદેશમાં;
પરોક્ષ પ્રીતિનું ભાન સ્હડે પ્રાણપ્રદેશમાં.

સાક્ષી આ સત્ય હૃદયની મળી,
સર્વ મુજ આધિ ઉપાધિ ટળી;
સમીપે વસું દૂર વા રહું,
આફ્રિકા અમેરિકામાં ભમું;
પરન્તુ ઐક્ય આપી આનન્દ,
આપશે અનુભવ ઊર્મિ અનન્ત.

અનુપમ સાક્ષી એજ,
જગતના શુદ્ધ પ્રેમનું તેજ;
પ્રકાશે અનન્તતામાં સ્હેજ,
જીવનનાં સુખ શાન્તિ સૌ એજ.

પ્રસંગે સાક્ષી પૂરે છે અન્તર્યામી સમીપ આ;
ઘડે જે ઘાટ ભાવી એ જોવાના રંગ સૌ રહ્યા.

૨૪-૪-૦૭



## અશ્રદ્ધા અને રુદન

ઇચ્છયું ત્યાં ન જવાય તો પછી કહો શું કામ જાવાતણું ?
ઇચ્છયું કાંઈ ન થાય તો પછી કહો શું કામ કે યત્નનું ?
ઇચ્છયું કાંઈ કહી શકાય નહિ તો શું કામ કે બોલવું ?
ઇચ્છયું કાંઈ બને નહિ પ્રભુતણું શું કામ ત્યારે રહ્યું ?

જવાયે ના ઇચ્છયું,
કરાયે ના ઇચ્છયું,
થતું ના કે ઇચ્છયું,
અરે આ શું ઇચ્છયું ? અફલ સહુ યત્નો કરી ચૂકયો.

ઇચ્છા આ શીદ રાખવી નહિ કશું સાફલ્ય એ આપતી ?
આશા શું કશી રાખવી ? જગતમાં પર્વા અરે કોઇની ?
મારે કોણ ? અરે અહીં જગ બધુ ઇચ્છા વિના ચાલતું,
કોનું કોઈ થતું નથી જગતમાં એ સત્ય થાતું છતું.

મરું છું હું ભારે,
બળું છું હું ઝાળે,
રડાતું ના ઇચ્છયું,
બળાતું ના ઇચ્છયું જીવન અણુધાર્યું વહી જતું.

પડાતી ના ખૂમે અરર! જન આ નિર્દય બધાં,
ભરાતાં સૌ ક્રોધે રુદન સુણીને કાંઇ ઉલટાં;
કૃપાલુ સ્વામીની કરુણ પ્રતિભા સૌ વિસરતાં,
ભૂંસી મીઠી છાયા જન સહુ શીખે કેમ કહુતા?

રડવું છે બહુ બળવું છે હજુ;
નયન ના ઝરે અશ્રુબિન્દુડાં.
હૃદયનાં બધાં પૂર ઠાલવી,
રડવું છે અહા! રુદન ક્યાં ગયું?

અનુભવાતી ના રુદનની મઝા,
પ્રભુ ન કાં કરે ઇષ્ટ એ સજા?
રુદન ક્યાં ગયું? હૃદય ક્યાં ભમે?
અરર! વેદના કેમ આ શમે?

રડાતું ના ઇચ્છયું પછી હૃદયનું કામ કંઇ શું!
અરે આવું તો કાં રસહીન પછી વ્યર્થ જીવવું!
મને મારે હૈયે રમતું ગમતું અશ્રુપૂરમાં;
બધાં જ્યાં કંટાળે હૃદય મુજ આનન્દ કરતું.

૩-૫-૦૭



## સખિને માર્ગદર્શન

સખિ ! જો કંઈ દૂર આ રહ્યું
પ્રણયાત્મક તેજ છે લઘુ
સખિ ! એ વિરમે વમે યદા
રસિકો વિહરે રમે તદા

વિભૂતિ વિભુ તાતની વહે,
સુરરાજની દિવ્યતા રહે,
હૃદયો વિમલાત્મ ત્યાં રમે,
રસિકો સહુ તેજ એ નમે

સખિ ! આ બધી વિશ્વની કલા,
બનશે પ્રતિકૂલ એ કદા
પણ દૃષ્ટિ સચોટ ત્યાં ઠરે
નિજ બોધજ માર્ગ ખોલશે,

સખિ! દષ્ટિ અમીભરી કરો,
સખિ! વર્તન પ્રેમી આદરો,
નહિ પથ નહિ કશું નડી,
નહિ સ્નેહનું બંધને કદી.

મળશે વિજયરત્ન સૌ સુખો,
ટળશે સહુ શુષ્ક બન્ધનો,
જગને નવું દેખશો પછી,
જગમાં નવું પામશો પછી

ક જો દગ ઉર્ધ્વગામિની,
સહજે સહુ વેદના તજી,
મળશે સહુ ઇષ્ટ તો નવું,
ઉગ્નું અણચિંત્યું લાધવું

સખિ! જીવન ઉચ્ચ તો થશે,
સખિ! પામશે ય સૌ જનો
બનશે સહુ વિશ્વ આ નવું,
તુજ મગે હૃ ય એ અનુભવું

—૭—૦૭

## સખિનો વિહાર

પોષી પિયુ પૂનિત પુષ્પની પાંખડીને,
પ્રેમાત્મતત્ત્વ પ્રભુપ્રીતિતણાં પ્રકાશે;
આવી ખીલી ઊઘડતુ નવરંગ પુષ્પ,
રેલાય તે પ્રસરતી સુરભિ પિયુને.

જોનાર ચક્ષુ નિરખે કઈ ભિન્ન ભિન્ન,
ના હોય તેજ સરખું દગ ભિન્ન ભિન્ન;
ઉદ્દેશ ભિન્ન કૃતિ ભિન્ન ચરિત્ર ભિન્ન,
આલેખતી વિવિધતા વિધી ભિન્ન ભિન્ન.

કોઈ ગણે શીતલ સૂર્યની ઉષ્ણતાને,
ને કોઈ ચન્દ્ર કહી ઉષ્ણ ભલે વગોવે;
તોયે ન પન્થ બદલે કદી ધર્મનિષ્ઠ,
હેત્વર્થસિદ્ધિ ચૂકશે ન કદી પ્રવાસી.

ભૂલો ય થાય બધું ઇષ્ટ યતું ગણાય,
એ સૌ અયોગ્ય નહિ એમ કહી શકાય;
સંસાર ક્ષેત્રમહીં જીવન આ સ્વતંત્ર,
પામેલ પ્રાન્તમહીં રાસ રમે સ્વતંત્ર.

ધારેલ પ્રાપ્ત ફલ થાય કદી ન થાય,
તોયે વિહારી વિહરે વિચરે અજાણ્યો:
દ્રષ્ટા બની અનુભવે નિરખી બધું તે,
ના અન્ય કાજ પણ સૌ નિજ માર્ગ માટે.

પ્રેમાત્માનો વિરલ પથ હને ઊડન્તો,
ત્યાં રંગપક્ષી ઊડતાં વિહરે અનેક;
ખીલેલ પુષ્પરસગંધ અહીં જરૂરી,
સેવે પ્રભુ પ્રણયમૂર્તિ સ્વતન્ત્રતાની.

વિહરવું રમવું નવ ક્ષેત્રમાં,
વિચરવું ભમવું રસગંધમાં;
નવીન તેજ પ્રભા તહીં વિસ્તરે,
તિમિર આ સહુ નેત્રનણું હરે.

૦-૮-૦૭

⚌

## પશ્ચાત્તાપ

સ્મરું, સ્મરું
અને પસ્તાઉં.

× × ×

જીવનના ઝઝૂમતા ઝંઝાવાતમા,
અન્તરના અગાધ ઊંડાણમા,
દેહના દુ:ખદુખ્યા ડોળાણમા,
ભાવના બેશુમાર ભરતીઓટમા,
એ એક જ ખરાબો હતો,
એકલો અને અટુલો

આવ્યો અથડાયો અને ગયો,
એના આઘાત શમ્યા,
એના પ્રત્યાઘાત રુઝ્યા,

× × ×

પણ પ્રાર્થના કે પશ્ચાત્તાપ ?
કે એ एकमेवाद्वितीयम !

× × ×

પશ્ચાત્તાપ કર્મશીલને કર્તવ્યભાન પ્રેરે,
પશ્ચાત્તાપ પ્રેમીને પવિત્ર સ્થાન સ્થાપે;

વિમલ જલ જેવી હૃદયશુદ્ધિ,
જલ સાગરમાં સ્નેહવિકાસશી
સરલતરલા વિવેકબુદ્ધિ;
એ એની સફલ સાધનાનાં સેવાપ્રસાદ છે;
સાત્ત્વિક સ્નેહસામ્રાજ્યનું સ્વર્ગમન્દિર,
પવિત્ર પ્રેમવિહારનો દિવ્ય સભામંડપ,
એ એની ભક્તિભાવનાનાં નિત્ય નિકેતન છે.

પાવનાવતાર શ્રી કૃષ્ણે ગાયું છે કેઃ—
*અપિચેત્ સુદુરાચારો મજતે મામનન્યભાક્ ।*
*સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥*

× × ×

પ્રભો!
અકરણના કરણ!
અશરણના શરણ!
સાંભરે છે તારી તે દિનની કારમી કરુણા!
અચિંત્યા વર્ષાદ અને
અજાણ્યા આધારશી;
આનીને અણધારી ઓથ આપી હતી તે નાથ!

× × ×

ન ભૂલું નાથ! હવે ન ભૂલું;
ભવસાગરના ભાવી ખેડાણમાં
એ તો મારી અજોડ અને અચૂક દીવાદાંડી;

એને અજવાળે તો, પ્રભુ!
અગમ્યનોતર્યો આકાશી પંથ કાપું.
તારૂંજ જીવન જીવું ને જીવાડું.

માનવ મારો બન્ધુ છે,
પ્રાણી મારો જ પ્રાણ છે;
હવે તો એજ
અનન્ત કાલનાં મારાં સમાધિ,
જીવનશાન્તિ અને મુક્તિ.

૧૯૦૮



## બ્હેન સેવિકાને

બ્હેની સુધર્મવ્રતધારિણી બોધિકા હો !
બ્હેની પવિત્ર મન ભાવની સેવિકા હો !
નિર્દોષના સરલ શુદ્ધની મૂર્ત્તિ તું હો !
સ્વીકાર સ્નેહી હૃદયેથી પ્રણામ તું હો !

બ્હેની તને નિરખતાં જગ જૂદું ભાસ્યું,
બ્હેની તને નિરખતાં જગ સત્ય લાગ્યું;
કર્ત્તવ્યસિદ્ધિતણી જ્યોતિ ઉરે પ્રકાશી;
ને એ તરંગ થકી માર્ગ નવો પ્રકાશી.

બ્હેની સુધર્મજગ ઉન્નત સુશ્રૂષાનું,
સ્વીકારતું હૃદય આ તુજ ઉચ્ચતાનું;
રેલાવતું સરલ સાત્વિક શુદ્ધ સ્નેહ,
સેવા કરે હૃદય પ્રીતિભર્યું સ્નેહ.

બ્હેની સુમાર્ગ તુજનો પ્રભુપ્રીતિનો છે,
બ્હેની જ ન્યાય પ્રભુનો અર્પો ગર્વને એ:
તું એ સુધારી ભૂલ આ જગવાસીઓની,
નેત્ર પ્રગટ તારું તેજ અગમ્ય આંજે.

સેવાજ માર્ગ પ્રભુના દરબારનો છે,
સેવાજ ધર્મ સહુ ધર્મનું તત્ત્વ એ છે;
પ્રાણી સમગ્ર મુજ પ્રાણજ બન્ધુ મારાં,
કલ્યાણકારી અહીં માર્ગજ માત્ર એ છે.

તોડી દિવાલ જડતાની પવિત્ર સ્નેહે,
જ્યારે થશે હૃદય આ સહુ એકમેક;
ચૈતન્યની મળી જશે જ પવિત્ર જ્યોતિ,
ત્યારે પ્રકાશ પડશે પ્રભુની પ્રભાનો.

હો મોક્ષમાર્ગી સહુ મોક્ષ યથેષ્ટ પામો,
આકાંક્ષી સ્વર્ગસુખના સુખમાં રમો છો!
કર્ત્તવ્યસિદ્ધિ કરી પ્રાપ્ત પવિત્ર સ્નેહે,
બન્ધુ સખા સખી ભગિની વિરામવાનાં.

એ તેજ બ્હેની વિલમે તુજ મર્ત્તિમાં કે,
ને એ પરાર્થ પ્રકટે તુજ આત્મમાં કે,
એ ભવ્યતાની પ્રતિભા પડતી અનેરી,
તેને પ્રણામ કરી હું વિરમું ભગિની!

—૬—૦૮



## ભગવતી ઉષા

જાગે ઉષા ભગવતી દિનમાન જેની,
પાડે પ્રકાશ પ્રભુનો તમ સર્વ ધોતી,
भर्गो यथ धीमहि तत्सवितुर्वरेण्यम् ।
બોધે અમૂલ્ય કંઈ મંત્ર અગમ્ય એવા.

ઉત્સાહિની સુપ્રવેશની અધિકારી,
જ્યોતિર્મયી વિમલ સ્નેહની ભવ્ય મૂર્તિ:
જાગર્તિ પ્રેરતી પૂરે નવચેતનાથી,
સદ્ધર્મ એવ પરશ્રેયની આર્દ્રસ્ફૂર્તિ.

ભાગે અતીર્ય અસુયા ઉરભિન્નતાને,
છેદે ઉભારી પડ આન્તરભિન્નતાને:
પાષાણબન્ધન વિખેરી જ પાવનશ્રી,
આ માનુષી જીવન ધર્મમયી ઉજાગે.

સ્વાર્થી ગુમાન હરે પ્રીતિ પ્રાણ સીંચે,
કર્તવ્યપૂર્તિ કરી ચેતનમૂર્તિ સ્થાપે:
જોડી પદાર્થ જડના અવરોધના ને,
જે એક પ્રાણ વહવે જનિની બનાવે.

ખીલે નવાં હૃદય કોમલ બાલિકાનાં,
બોધા સુબોધ ભણી મંત્ર પતિપ્રભુના;
સ્વામીગૃહિણી બની આર્ય સુલગ્નસ્નેહે,
એ હિન્દભાગ્ય નિજ અંક ઉછેરી પાળે.

પત્ની પૂજે પતિ પતિ પૂજતો વડીલો,
ને બાલકો સ્વર કરે કુલગાનના ત્યાં;
ગાજે સુકંઠ તહીં કોકિલગાન રમ્ય,
એ સ્વર્ગસ્થાપન તણાં સુર ગાન ગાવ.

કર્ત્તવ્યમાર્ગ પ્રભુતા ભણી રહે વહન્તો,
ને આત્મશક્તિ વધતી નિજતેજ આંજે;
દેવોક્તિ ગર્જતી રહે મનુ–દેવ સાક્ષી,
"વ્યાપ્યો સમસ્ત જડ ચેતન એક આત્મા"

अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थितः ॥ भ. गी.

–૯–૦૮



## ઉન્નત પ્રાણપ્રકાશ

જ્યાં પ્રાણનું વહન ઉન્નતગામી દીસે,
જ્યાં એકતા પ્રકટ થાય ઉરો ઉરોની;
જ્યાં જ્યોતિના કિરણ છાઈ રહે પ્રકાશી,
કર્ત્તવ્યસિદ્ધિ બસ સેવક સેવિકાનાં.

જ્યાં 'ભાઈ-બ્હેન' કહી નેત્ર હમે વિશુદ્ધ,
જ્યાં 'ભાઇ-ભાઈ' ઉચરી હૃદયો ઘસાતાં;
'વ્હાલા-પ્રિયે' થી જહીં પ્રાણ પ્રકાશી ઊઠે,
ચૈતન્ય દૈવી પ્રકટે સુપ્રસન્નતાનું.

—૧૧-૦૮

## પરિતાપ–પ્રાર્થના

સહન દેહે ના થાય, વહન હૃદયે ન કરાય;
ગહન પાપપૂર્ણું હાય, પિતા ! ટાળશો હવે.

વર્ષ વીતતાં અનેક, હર્ષ શોક ને વિવેક;
સર્વ પાપે અભિષેક, પિતા ! લેખશો હવે.

પાંખ તૂટી છે સર્વ, આંખ આટોપે ગર્વ;
સાંખવા હું અસમર્થ, પિતા ! પૂછશો હવે,

સ્નેહસંબંધી દૂર, દેહ શૌચ કર્મ દૂર;
વિશ્વ જાણે સૌ ક્રૂર, પિતા ! પાળશો હવે,

× × ×

આપ દેહે ઉપચાર, આપ સ્નેહે સંચાર;
દેહ અન્તર અંધાર, પિતા ! ટાળવો ઘટે.

આપ પાવક પતિત, આપ પાલક પીડિત;
આપ સર્વ હૃદય સ્થિત, પિતા ! લેખવું ઘટે.

આપ રક્ષણે સમર્થ, આપ આનન્દે અર્થ;
આપને ન આમ વ્યર્થ, પિતા ! પૂછવું ઘટે.

આપ સ્નેહીના સ્નેહ, આપ દેહીના દેહ;
આપ ઐહિકના ગેહ, પિતા ! પાળવો ઘટે.

પિતા ! સ્નેહનુ સ્વરૂપ, ગાનગીતા સુખરૂપ;
હૃદય જ્યોતિ તદ્રૂપ, માર્ગ સેપિવો ઘટે.

૨૦-૧૨-૦૮

❦

## સમર્થ સખા

સ્વામી સમર્થ સખા !
હૃદય હૃદયના સ્નેહ વિનિમયે
પ્રાણો પ્રબલ થતા;
શરીર શરીરનાં શુદ્ધ સ્વરૂપે
પ્રેમી પ્રકટ થતા;—સ્વા૦

સ્નેહસુધાન્વિત કોમલ હૃદયે
માનવ દેવ થતા;
સખિ સખા પ્રાણ પોષે પરસ્પર
સ્વર્ગો સ્થાપિત થતાં;—સ્વા૦

બાલજીવનવય નિર્દોષીના
તંત્રી તરુણો થતા;
વૃદ્ધ જીવન પ્રભુ પાલક પોતે
સહાય સદૈવ થતા;—સ્વા૦

ક્ષણ ક્ષણના ભિન્ન ભિન્ન વ્યાપારે
કલેશ કલહ થતા;
નિર્બલતાના પાઠ પઢેલા
માનવ દુઃખી થતા;—સ્વા૦

દૃષ્ટ કુદષ્ટે દાને અદાને
દ્રોહી દીપિત થતા;
સબલ સદય પ્રભુ પાવક દૃષ્ટિ
પાપી પૂનિત થતા;—સ્વા૦

લીલા અપાર પ્રભુ સંકલના એ
સૌએ વિસ્મિત થતા;
દાન દયા ક્ષમા સ્નેહ કૃપાથી
સુખી સકલ થતા;—સ્વા૦

ઐહિક આત્મિક માર્ગ સુધારક
સ્વર્ગીય સ્નેહો સદા;
માત પિતા સાખ સખા ભગિની
પાવક રૂપ સદા;—સ્વા૦

૫–૧–૦૯

❦

## સનમને સવાલ

જગત દિવ્યની રેખ ફૂલપાંદડી,
પરાગો સૂધે ને સંધાડ, સનમ
રચી દેવ આધા ગચે દેવતા,
રચાવી રમાડી ઉછેરે, સનમ !

મનુ-દેવ બ્રહ્મે ગૂથી સાંકળી,
ક્રમે પ્રાણુ સૌના ચ્હડે ત્યાં, સનમ.
અગમ પૂતળી સ્વર્ગથી ઊતરી,
પધારો પૂછુ ભેદ ત્યાંના, સનમ !

સમીપે છતાં કાં વસો દૂર આ,
કહો અન્તરે ક્યાં સમાવુ ? સનમ !
મહા મન્દિરોમા ઉકેલી ઋચા,
કરી યજ્ઞવેદી ધખાવુ ? સનમ !

કરી પૂતળી લાડિલી છોટીશી,
રમી પોલકી ને રમાડુ ? સનમ !
લીલાં ખેતરોની ભમી કુંજમાં,
મધુપાક તેના જમાડુ ? સનમ !

અનેરા હૃદયભાવના કુંજની,
ગમે તો સુગન્ધિ સૂંઘાડું ? સનમ !
પ્રકાશી વિરાજી પ્રભા પાથરી,
કહો સ્વર્ગને અહીં ઊતારૂં ? સનમ !

જગતબંધમાંથી જવું છે ઊંચે !
કહો તો જગતને ઉપાડું ? સનમ !
વિષમતાતણા વૈભવો જો ખૂંચે ?
સકલ વિશ્વને પાય ચાંપુ ? સનમ !

હૃદય મૂક શું આ તમારૂં જુએ ?
સમાધિસ્થ યોગી ? જગાડું ? સનમ !
સૂતી રાહ જોતી શિલા શાપમાં ?
કહો પાદ સ્પર્શી ઊઠાડું ? સનમ !

ભજે જો મીરાં કૃષ્ણને એકલો ?
હું રાણો બનીને વિવાદું ? સનમ !
રીઝે સત્યભામા કલા કૃષ્ણથી ?
બની પ્રેમયોગી રીઝાવું ! સનમ !

ભમી ખેલ ખેલી રમી જાદુમાં,
બધાં બ્રહ્મજાદુ બનાવું ! સનમ !
સૂકાં જંગલોના પ્રવાસે જતાં,
કહો રાનમાં સાથ રાખું ! સનમ !

હૃદયવીતી અંગારને પાથરી,
પથારી પરે ત્યાં સુવાડું ! સનમ !

ઊંડા અન્ધકારે રમી ગાનમાં,
ઊન્હાં આંસુનાં પાન પાઉં, સનમ !

પદો કૈં ખીલો કે વિકાસો સનમ !
વિકાસો વિલાસે વિરાગે સનમ !
સનમ શું ખુદા ! શું ખુદા શું સનમ ! !
સનમ એ સનમ એ સનમ એ સનમ !

૨૨-૧-૦૯



## પવિત્ર તેજ

પ્રભુ! પરમ પ્રાણ! આપ છો અનન્ત,
આપ વાસ હૃદય હૃદય ને દિગન્ત,
દૃષ્ટિ અન્તરે ઊતારૂ તેજ જોવા,
અઘનગ્ની અનિષ્ટ છાપ ધોવા.

વ્યોમ વાયુ અગ્નિ આપ પૃથ્વી છેલી,
સૃષ્ટિ પંચભૂતની બધી બનેલી,
દયા એજ આપની પ્રભુ! અમાપ,
પડે હૃદય હૃદયે એ પ્રતાપી છાપ.

મળે પાપ પછી સમય ફળ સુધીનો,
ક્ષમા પ્રાર્થીને પવિત્ર એ થવાનો,
ક્ષમા આપની અપાર સર્વ સ્થાને,
શુદ્ધ પાપતાપકર્મથી થવાને

નયન આસપાસ સૃષ્ટિ આ વિલોકે,
કૃતિ અદ્ભુતા નિહાળી બુદ્ધિ થાકે,
આપ ધ્યાનનું અસીમ સુખ લેવા
પ્રભુ! મમ એ શીખી પ્રમાદ દેવા

પ્રાણી માત્ર આપનું અમે રૂપ,
કેમ ગેનુ એ ન આપનું સ્વરૂપ ?
દયા દાન ક્ષમાધર્મ પ્રાણુસેવા,
જીવન દૈવી હૃદય દૈવી અત્ર રહેવા

પ્રભુ ! આપના અગાધ જ્ઞાન શક્તિ,
પ્રેરતા અનેક સદ્‌ગુણો સુવૃત્તિ,
ભજુ જ્ઞાનતેજ વિશ્વમાં સુહાતુ,
રમુ એ પવિત્ર તેજમા સદા હુ

૨૮-૧-૦૯



## આશા

સતી સિદ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા;
મનોજલવેગની ગતિવાહિની સંચાર આશા.

સ્વર્ગેથી સાથે સરી પ્રયાણમાં એ સાથ;
અનતન્તાસહચારિણી આશા અમર નિવાસ.

વિયોગે યોગિની સંયોગિની સાકાર આશા;
હૃદયની વાહિની ઉદ્ધારિણી આધાર આશા.—સતી૦

ક્ષણમાં સખીસદ રાજતી ક્ષણમાં કરે વિરોધ;
એ તુજ રાગ વિરાગનો એકજ આવે ક્રોધ.

નિરન્તર મોહિની ઉત્સાહની ઉમંગ આશા;
સદા મહદ્વામિની પરગામિની નિજઅંગ આશા.—સતી૦

જીવનવેલી ખીલતી સુમન સુરભિ પથરાય;
આશા આશ્રિત મોહના પરાગ ત્યાં પમરાય.

ઉરે આધાર જીવનતારનો સુરાગ આશા;
હૃદયના ગગનો અનુરાગ એ વિરાગ આશા.—સતી૦

તુજ તેજે છે જીવવું તુજ સહવાસે વામ;
યોગ વિયોગ સખી ! શમ્યે પ્રાપ્તિ ઇષ્ટ સુવામ

મનોમય વેગની ગતિવાહિની ગચાર આશા;
સતી સિદ્ધેશ્વરી સસારનો શૃંગાર આશા.—સતી૦

—૧૨-૦૯

## દેવગણ-ઉત્થાન

આભાસ માત્ર પરિવેશ મધે છવાયો,
ત્યાં દેહની વિનશના વિસ્મારવાની
આત્મા પ્રયાણ મહીં શાન્તિ અનુભવીને
આ માર્ગમાં સરલ સાત્ત્વિકતા સુઝાડે

× × ×

વેદાન્ત મલ વીતી ગૌતમ એ સિધાવ્યો,
ને ખ્રિસ્ત એ અવશ બન્ધુ વિનાજી ચાલ્યો,
બ્રહ્મર્ષિ રાજઋષિ સર્વ અગમ્ય કાન્તિ,
રાજી વિરાજી સહુ શાસ્ત્ર લખાઈ ચૂક્યા

વીત્યા યુગો સ્થલ ફર્યાં બહુ નામ ખોયાં
નીતે પ્રકાશ ત્યમ અન્તરના અભાવે,
ખીલે પરાગ તહીં ગુંજી રહ્યા મધુપો,
એ બ્રહ્મમાં મધુર આ જગ છે રસેલું

ચાલી યુગોથી અહીં ભારતવર્ષના કો,
પ્હોંચી વધુ સુરપથી જ અમેરિકામાં,
કે મોકલ્યું અમિત દૃષ્ટિ દગો મીંચીને,
સર્વત્ર સંકલિત જ્યોતિ અનન્ત પેખું

વાયુ વહે પ્રખર તત્ત્વ મલિનનો ને,
આવી પડ્યા પથિક ખેપટીયા બધાં ત્યાં;
પથે પડેલ પણ નિશ્ચય ના જવું ક્યાં,
ખેંચાય જ્યાં ધમકી જાય સ્વભાવવાયુ

ઊઠો ગણો ! પરમજ્યોતિઉપાસકો હો !
દોરો પ્રચારી તિમિરેથી પ્રકાશપંથે,
દિવ્યાશ સર્વ પ્રભુના પ્રભુતા વિકાસો,
આ લોકમાંજ પરલોક સુધારવાનો

× × ×

દેવેન્દ્ર માનવ સમીપ ઊભા રહેશે,
તેવી પ્રકાશ પૂજશે પ્રભુનો પ્રીતિથી,
તો સ્વર્ગના ઉઘડશે સહુ દ્વાર સ્હેજે,
ને પૃથ્વીના પડ ઊઠી નભમાં ભરાશે

૫-૩-૦૯



## પ્રભુમય પ્રવાસ

લીધા અનન્ત સહુ અદ્ભુત વિસ્તરી આ,
વાધ્યા અનેક ગણુ પ્રેમ–પ્રભુવિહારી,
લાધ્યા પ્રવાસી મળી એક બીજાની સાથે,
પ્હોંચે પ્રવાસ કરી પૂર્ણ જ લક્ષ્ય સ્થાને

ભેગી પડ્યા સહુ અનન્ત પ્રવાસમાં એ,
સાહાય્ય રામપ્રભુપૂજનમાંથી પામી,
પૂજા નિમિત્ત કરી યત્ન સુસાત્ત્વિકો એ,
પામી પમાડી મૂકી જાય સુગન્ધિ મોંઘી

એવો પ્રવાસ કરી હું ય ચૂક્યો પ્રભુજી!
વાધ્યો પ્રવાસસહવાસી જ શક્તિહીન
ના ભાન તારૂં તમ એ નહિ લક્ષ્યવક્ષી,
એ કોઈ દીન ગણુ ચેતનહીન માત્ર

ખેંચી લીધો જગતને પણ પાડુ મારી,
ખેંચી લીધો જગતની ય કીધી ન પર્વા
પાષાણ કેમ પણ ખેંચી જનાય સાથે?
એ ભાર ખેંચી મુજને ય નીચે ખમેડે

પૂજ્યા રસેશ પણ એ સહુ ભાવહીન,
પૂજ્યા પ્રભુ પણ ન આત્મ કદીય પીછાંન્યા
ગો જાડ્યભાવ ઉર–આત્મ બધાન દૃશ્ય,
ઓધ દ્વા નિમિ ના ખડકાઈ ચૂપા

હાવાં પ્રભુ ક્ષમી બધી ઉરવાઞ્છનાઓ,
હાવાં પ્રભુ ક્ષમી કઠોર અવન્દનાઓ;
લેજે ઉપાડી તુજ શિષ્ય પ્રસારીને આ,
આવી જશે ફરી અનન્ત સમાધિકાલ.

નાચું પ્રભુ! પૂજું પ્રભુ! પદપંકજે હું,
વાચું બધુ વિરમી આત્મ તહીં વિલોકુ:
છાયો પરાગ કંઈ તેજ અગમ્ય ઊડયાં,
એ ચંદ્રમા નયન અન્તર સર્વ ફૂલે.

ફેંકું પહાડ ફેંકું વારિધિ હેઠી કેડી,
ફેંકી ગીમા જગતની મહુ વિશ્વ ફેંકુ,
એ સત્વ ચૂસી મહુ મારી એમ ત્યાનો,
એ પાન બ્રહ્મ-પ્રભુ-આત્મમહીં વિલોકુ

પર્વા ન કાઇ જગની જગને ન મારી,
પર્વા ન વિશ્વની ન વિશ્વ મને ય લેખે,
જ્યાં સ્નેહ-પ્રેમ-પ્રભુ જ્યોતિ ઝઝૂમી રહેતાં,
ત્યા એકતા ભર્યું સુસાન્વિત રમ્ય તત્ત્વ

હું છું પ્રભુ, પ્રભુ હુ છે સહુ એક ભિન્ન,
એવા વિનિમયની જ્યોતિ જ ખેલતી એ,
દૌર્બલ્ય આવુ હૃદયે પછી ગયવું કા'
જ્યોતિ વરેણ્ય પૂજી ત્યાજ વિલીનવાનુ

૭-૩-૮૯



## મોહનીચક્ર

યુગ પ્રાચીન દેવોએ સેવેલુ નિત્ય સિદ્ધ જે,
અનાદ્યન્ત સદા શોભે દ્વન્દ્વાતીતજ તત્ત્વ તે

શોધી વિચારી વિરમી ઊતર્યો ભૂમિએ
એ પ્રાણુને કરે અસંખ્ય સુવન્દનાઓ,
ખોદી પહાડ નિધિનેય ઉલેચી નાખી,
ફેંદી બધુ જગત બાગી બનાવુ ભગ્ન

વિભૂતિ તાતની ચોળી ઝોળી ભૂતવા ધરી
કદ્રની સ્નેહના રંગે ભોગી અંગ ચાવરી

× × ×

ગંભધો પૂર્વના છોડી નવા પ્રેયાર્થ સાધવા,
દેહની દષ્ટિએ જોતા ઘૂમુ મોહતિમિરમા

પ્રભુએ સોપેલા સ્વજન સઘળા ફૂલ નિરખ્યા,
વિધીએ નિર્મેલું મૃદુ જટિલ બાગી અનુભવ્યુ
મદા ઈચ્છુ છુ કે જન પશુ સહુ મિત્રમય હો
ખરા આજે ક્યા આ મળતી જગમા દૂર રહુતા!

ભર્યું છે વિશ્વમાં બન્ને સુધા ને વિષનું જલ:
પામે ત્યાં વિરલો કોઇ પ્રેમપ્રોક્ષણ પ્રોજ્વલ.

ખીલ્યું રૂપાળું જગ લાડભર્યું રસીલુ,
ને વિશ્વમોહની જ્વાઇ પ્રતાપવન્તી:
તેમાં અનન્ત ભ્રમણે ભટકી વારાતાં,
વૈવિધ્ય બંધન અનેક અનુભવાતાં.

બંધાતાં બંધને એવાં વૃત્તિઓ ભોગવાય છે;
રાગદ્વેષ વિહારોમાં ભાવના કેળવાય છે.

આત્મા વિશુદ્ધ સહુ આધિ ઉપાધિહીન,
એ સેવ્યસેવકની સાંકળ ગાત્ર જૂદી:
એ ભૃંગ ઈષ્ટ કમલેજ વિહાર ખેલે,
છોડી વિમોહ સહુ કૃત્રિમ પુષ્પકેરો.

દેખું ને દાઝું આ દશ્યો મોહનીચક્રમાં નર્યાં;
રાજસી તામસી ચિત્રો પ્રકૃતિપટ ચીતર્યાં.

સ્વજન ધૃમચળી ઘૂંચાવાની પ્રયાણસુચક્રમાં,
રૂપ સ્વરૂપની ભૂલાવાની વિમોહની જાલમાં,
સ્વજન પર એ સાથે સાથે પ્રસંગ મહીં પડે,
અવળ સવળી લ્હાણો લેતા અહીં સુખ આપડે.

પ્રભુની વિસ્મૃતિમાંથી રાગ ને મોહ ભોગવી,
બંધાતા બંધને એવા ભ્રમણે ભટક્યાં કરે.

ચૂથો શરીર બદલો અધિકા સ્વરૂપો,
ખેંચાઇ ભેટી વળગી સહુ જાળ ગૂથો,

## બંદો એકલો

હું તો મુસાફર ખલકમાં ખોવાયનો ને એકલો
આ સૌ મુસાફર કાફલામાં હું મુસાફર એકલો

સારી જહાંમાં છે જ ગાની ઇશ્કની જાદુગીરી
જાદુ સનમના પાયનો હું પૂજનારો એકલો

આલમ રમે છે મોજમાં જામમાં ઝમોગી રંગમાં
એ રંગને ઊડાવનારો હું ફકીર છું એકલો

આસમાનને બોસા ભરી પ્હાડો કરે વાતો છૂપી
એ વાતને છૂપાવનારો જાણભેદુ એકલો

વ્હેતી નદી આ દોડતી દરિયાવો ભેટી પડે
એ ભેટવાનો હું અભેદાનન્દ મ્હાણું એકલો

સાગર સૂતો ત્યાં ઘૂઘવે મોજા ઉછાળે આભમાં
એના ઊછાળે હું ડૂબીને ડહોળનારો એકલો

આ જંગલોમાં રેલતી શોભા ઋતુઓ આમટી
એ જંગલે આળોટનારો રૂદનાગો એકલો

આકાશ ઊંચે એકનુ બેદો ભણે બ્રહ્માંડના,
હું વિશ્વના બેદો મધા બ્રહ્મે ઊતારૂં એકલો

તારા લપાતા ને છૂપાતા સૌ હસે મારી દશા,
કૂડા જગતના હાસ્યમા હું રીઝનારો એકલો

કો શુક્રતારા એકલી રસમોળ થઈ ઝૂકી રહી,
પૂજા પ્રસાદી પામવા સેવક ઉભો છે એકલો

આ શાન્ત સાધુતાભરી ચદા વિજોગણ એકલી,
હું બ્હેનનો બન્ધુ વિયોગી બ્હેન સગો એકલો

આ રાત્રિની છાયા રડે અંધારા ઊંડીને સ્મરી,
હુ આવતા જાતા તિમિરને ભેદનારો એકલો

સૂનુ જગત સૂનુ બધુ જોતા સૂની આખો બને,
હુ આસુના પૂરો રડી રેલાવનારો એકલો

મારી જહાના નૂરની જન્નત મહીં હુ એકનો,
આફતાબના આ નૂરમા મદો ખુદાનો એકલો

૧૯-૪-૦૮



દેહે વીંટાઇ ભવકાદવમાં દૂંદાઇ,
પાછાં ઉઠો અવનવીન કીડા બનીને.

શ્વાનને ગર્દભો જેવાં સંસારે માનવી ભર્યાં,
લાધેલો ભાર ખેંચીને જાય સૌ તિમિરે સર્યાં.

ના ઉર્ધ્વદૃષ્ટિ નહિ જીવનધર્મ સૂઝે,
ના ઇષ્ટદર્શન ના પરભાવનાઓ;
દેહાત્મદૃષ્ટિ ત્યજી પાર ન બુદ્ધિ પ્હોંચે,
જાગ્યો વિવેક નથી સત્ય નિહાળવાનો.

× × ×

ક્ષન્તવ્ય દૃષ્ટિ કરજો પ્રભુ! દીન હું છું,
છોડાવજો પ્રભુ! પ્રસન્ન કૃપા પ્રસારી;
દ્યો આપનું કિરણ શાન્ત અગમ્ય આવી,
આ જાળથી કરી વિમુક્ત સુપંથ સ્થાપે.

૯-૪-૦૯

## પ્રાર્થના

વહે પવન સામટો પ્રખર તાપ બાળ્યાં કરે,
ઘડે તિમિર માર્ગમાં હૃદય ધૂંધવાયા કરે:
પડે ન પથ દૃષ્ટિએ જીવનગર્વની શી ગતિ?
પિતા! પરમનાથ હે! શિશુ ન્હડાવ તું મન્મતિ

પ્રભો! તુજ પવિત્રતા હૃદય દેહ આત્મે વહો,
પ્રભો! તુજ કૃપા સદા વિમલ કોમલોર્મિ ભરો,
પ્રભો! પરમ જ્યોતિ આ નયન તેજવન્તાં કરો,
અને જીવનમાં બધે પરમ ધર્મચેષ્ટા ભરો!

મનોગલ નથી પ્રભો! સમલતા પ્રમગે પૂરી,
વહે જીવન સત્પથે અમિત ભર્ગમાં ઉજ્જ્વળી,
ઢળે નયન શીર્ષ ને હૃદય દેહ સાથે નમે,
કૃપાલુ! કરુણા કરો ત્રિવિધ તાપપાપો શમે

રહે જીવન આ સદા તવપદે પ્રભુ! ઇચ્છું એ,
રહે સ્મરણ ચિત્તમાં તવ પ્રભુ! સદા વાચ્છું એ

૨૪-૪-૦૯



## ભાઈબહેની

પિતાના પાયમાં આળોટનારાં;
અમે આકાશભેદુ ભાઈબહેની.

સમુદ્રે વહાણ વાયુમાંય ચાલે;
સુકાની સાધનાનાં ભાઈબહેની.

જળે અંગારમાં સંસાર સૂકો;
અમીના છાંટણામાં ભાઈબહેની.

ઝરે આકાશ ને પાતાળ ફૂટે;
ઊંડાં ઊંડાણ ભેદે ભાઈબહેની.

પડે પહાડો ઝપાટે વીજળીઓ;
અનાદિ કાલ ધૂરે ભાઈબહેની.

ઊડે તારા મહા તોફાન ખેલે;
રમે ત્યાં વહાલપેલાં ભાઈબહેની.

ખીલે આકાશ તેજેને ભરાવે;
પ્રભુઅંબાર પૂજે ભાઈબહેની.

રમે તેજે પરાગો હીંચ હીંચે;
પ્રભુગીતો ગજાવે ભાઈબ્હેની.

ફૂડો સંસાર હાંસીમાં ફસાતો;
ક્ષમા ઔદાર્ય રેડે ભાઈબ્હેની.

કવી ગીતો પ્રભુનાં ગાઈ રાચે;
પ્રભુને પાય ખેલે ભાઈબ્હેની.

૨૪-૪-૦૬

## ઉદ્‌બોધપ્રાર્થના

ગણિત ગણતાં લેખાં મોટાં ગૂંચાઈ પડે અને,
મગજ ચૂંથતાં તેનો પારો પમાય ન તેમ ચે;
પ્રભુ! જીવન આ જીવ્યો ને છે હજુ જીવવું ઘણું,
મનુજીવનનાં કોટિ વર્ષો કયમે ન પૂરાં થતાં.

કુસુમકલિકા ખીલાતામા બીડાઈ ખરી પડે,
અનિલઉપલ્યો ઊડી ઊડી પરાગ જ આથડે;
જગતક્રમ આ સૂકાતામાં સમીર સૂકા થશે,
નયન ફૂટશે દેહે ઝાંખો ઊન્હી ઊડી લૂ થશે,

વીતક વીતતાં વાવાઝોડાં ગૂંચાઇ પડે બધે,
મનુજીવનના અલ્પાયુષી પરાગ સૂકા બને;

પ્રભુ! રસ વહો રેડો શાન્તિ ક્ષમા પ્રસરાવજો!
કિરણ ઉજળાં અંધારાને ખસેડી પ્રસારજો!
સુરભિ અનિલો હીંચાવન્તા પિતા! કરુણા ભરો!
પરમ પ્રભુ! હો! શાન્તિ સ્નેહે જગત્ક્રમ આચરો!

૨૭-૪-૦૯

## સ્વપ્નશ્રમ અને પ્રાર્થના

સ્વપ્નો કદીય નહિ ગોઠવવાં નવાં ને,
વીતેલ સ્વપ્ન સ્મરીને ન અનિષ્ટ રોવું;
રાત્રિ અને દિવસના પટઅન્તરોના,
અન્ધાર તેજ મહીં ચેતનતા ખીલન્તી.

પૂજી પ્રભુ હૃદય ભક્તિની ધૂન એલી,
ને પ્રાણની ભરતી પ્રેમનિધિ શમાવી;
રાત્રિ અને દિવસની કરી એક છાયા,
રાચી રમી જીવન સ્વપ્ન વળી જવાનાં

આ ઊછળે ઉદધિ એ ન ગણો તરંગો,
આકાશ આ ન કદી તારકમાળ જોવું;
સંબંધ તોય વીચિને નિધિનો અનન્ત,
છોડી જશે ન ત્યમ તારક વ્યોમ કો દી.

બ્રહ્માંડમાં જીવ અનન્ત પરમ્પરાની
માલાપ્રબદ્ધ સમકાલિનતા ભરેલી;
તેમાં વસન્ત ચિર ચેતનતા અનાદિ,
એ તત્ત્વ એક રસરૂપ વિકાસ બ્રહ્મ.

માતા પિતા ભગિની ભ્રાત સખા સુસ્નેહી,
સંબંધી અન્ય સહવાસીની માલિકા આ;
જૂનું નવું નવું જૂનું વહતું સ્વરૂપ,
તેમાં પ્રબદ્ધ રહી ગૂંથણીમાં ગૂંથાતો.

સ્વપ્નો ઉડન્ત કદી આ ઉરમાં ભરાતાં,
સ્વપ્નો અગમ્ય કદી આ ઉર ગોડવે છે;
સ્વપ્નોની રમ્ય રશ્મિઊર્મિ ભરી સુલીલા,
ત્યાં રાચતી પ્રકૃતિ ચેતનહીન મૂર્તિ.

મારૂં બધું જગત સ્વપ્નમહીંથી ઊઠ્યું,
ને એ વળી શમી જતું બધું સ્વપ્નમાંહીં;
એવી અનેક ભ્રમણામહીં જિન્દગી આ,
ઝૂલી ઝઝૂમતી પ્રભુ ! સ્થિરતા અપાવો.

ક્ષન્તવ્ય નાથ ! ગણજો સઘળું હું દીન;
હું તાત ! બાલ અનભિજ્ઞ જ જ્ઞાનહીન;
શક્તિ અનન્ત પ્રભુ ! આપની છે અગાધ,
એ પ્રેરણા પ્રભુ ! સમર્થ મને બનાવે.

પ્રાર્થું છું સત્યની ઝાંખી આ નેત્રે જ કરાવજો;
ઉદ્ધારી સ્વપ્નસૃષ્ટિથી ધર્મસત્ય વરાવજો.

૨૭-૪-૦૯

## ભાવી

ભાવી ખેંચે ત્યા ખેંચાવું,
ઇચ્છાની આશામાં જાવું,
બંધનમા હેતે બંધાવું
એ ભાવી ક્યાનું ?

ઉદ્યાને ખીલન્તા ફુલો,
જંગલમા આળોટે પર્ણો,
એ વિધીને ખોળે શું મૂકો
ભાવી એ ક્યાંનું ?

પક્ષીની પાંખો સોનેરી,
ધૂળ મહીં ઢંકાતી ઝાંખી,
સોનાની રજ એ સોહાગી
એ ભાવી કોનું ?

સ્નેહ અને સેવાના દાનો,
લેવા દેવાના અભિમાનો,
એ સૌ આ જગના અનુમાનો
ભાવી એ શાનું ?

મનુ માયા ખેચાતા ખેચે,
જનમોહ સુધાથી સીંચે,
ત્યા વિ ાની જ્વાલા જઇ ચોટે
એ ભાની શાનું?

પ્રભુહૃદયે યાચન્તા પેસો,
જ્ઞાનકિરણની જ્યોતિ વિકાસો,
સ્નેહ અને સેવામા સાધો
ભાવી એ શાનું

૨૮-૪-૦૯

## અસ્થિર તારક

ખરે તારો નભેથી તે અવ્યક્તે ઊતરી પડે;
અન્ધારી રાત્રિએ તેની નિશાની કાંઈ ના રહે.

નભ તારકમાલ અનન્ત ઊગી,
જડ ચેતન ગર્ક બધે ફરતી;
સ્થિરતા ગ્રહતા વર્ધની જડતા,
જડ ચેતન તેજ અગમ્ય ભરે.

ખીલતા ખીલવુ એમા આશયે ના કમો રહ્યો;
પ્રભુની વિકૃતિ એ સૌ હેતે વ્હેણ વહ્યા જવું.

ઊગવું ઊઠવું ઊડવું શમવું,
પડવું પણ એ સ્થળને ભજવું,
ઊઠીને પછી એ જડતા ગ્રહવી,
સ્થિતિ શાશ્વત કોઈ ટકી ન રહે.

પણ ચેતન કોઇ દિને સ્ફુરશે,
પ્રભુના સ્મરણે નિજભાન થશે,
જડતા ઊડતાં કંઇ શાન્તિ મળે,
ફરવાં પણ ચક્ર અનેક નભે.

ફરતાં પણ ચક્ર મહીંજ સદા,
દુઃખ ક્લેશ તણા પડધા વધતા;
સ્થિરતા નહિ થાય ન શક્તિ વધે,
કદી તેજ અનન્ત ન પામી શકે.

× × ×

વિલીને તેજમાં જ્યારે પોતે તેજ અનુભવે;
ત્યાગીને જાડા ચૈતન્યે આપોઆપ જઈ શમે.

વિનિમય પ્રભુ તેજનો કરીને,
નિજપર સહુ ભેદ ભૂલવાના;
પ્રભુમય નવચેતના પ્રભાવે,
સ્થિર અતિ સ્થિર શાન્તિ રાજવાની.

૨-૬-૦૯

ૐ

## મ્હારૂં ભાવી

આને આ આંસુ લ્હોવાનાં,
એનાં એ દશ્યો જોવાના,
સૂકે હાથ સદા ધોવાના
 આંસુનું ભાવી.

જીવું છું જાણી જીવવાનું,
હસવું છે જાણી હસવાનું,
અણચિન્તવ્યું હૈયે ચડવાનું
 આંસુનું ભાવી.

વ્હાલાંની વ્હાલપ મોંઘેરી,
સ્નેહીને સ્નેહે હદ ઘેરી,
રોવાની લે-આપ અનેરી
 એનું એ ભાવી.

છાયાથી તરુવર ખેંચાતું,
ચૈતન્યે યોગીબલ સ્હાતું,
સૂક્ષ્મે સ્થૂલ જતુંજ તણાતું
 મારૂં એ ભાવી.

ઉદધિના પાણી ઉલેચ્યા,
પર્વત ને ખોદીને ખોડ્યા,
ગ્રહ તારક બાંધીને ખેંચ્યા
મોટું એ ભાવી.

રાગ વિરાગીમાં રત રહેતાં,
યોગી સાધક પાસ ન્હાતાં,
બ્રહ્મવિદોની વિદ્યા જોતા
મિથ્યા એ ભાવી.

ચંદ્ર ઊગ્યો ને ભાનુ પ્રકટ્યો,
ઉદય થતા ગ્રહણે એ રહ્યો,
મુદ્રામંત્ર તિમિરમાં જોયો
તેજોમય ભાવી.

સત્શાસ્ત્રોના મંત્રો મોંઘા,
સજ્જનની સેવામાં રહેતા,
કોઈ અગમ્ય પ્રકાશે ન્હાતા
મહેવાનું ભાવી.

૧૪-૬-૦૯

## પ્રમત્ત પ્રમદા

વાતાયને નિરખતી નભના પ્રદેશો,
બેઠી પ્રમત્ત નવયૌવનમુગ્ધ પત્ની,
ખેંચે ન દૃષ્ટિ નહિ પ્રકૃતિ ખચતી એ,
વ્યોમે વિલાસવન આત્મ ગયો વિલોકે

પૂર્ણિમા પૂરમાં આવી પ્રકાશે ભરતી ભરી,
ચમત્કારે ચઢી ચંદા આવી આકાશ ઊતરી.

નભ અમૃતમન્થનના ઉમંગ,
ધન ઉજ્વલશા પડદા ઊઘડ્યા,
મહીં તારકરત્ન અનેક જડ્યા,
હૃદયે વીણી મધુરની રસિકા

ચંદા ત્યાં ગોઠવી વ્યોમે તારાની માળ ગૂંથતી;
મુગ્ધા વાતાયને બેઠી ભાવમાળા પરોવતી.

× × × ×

સમાધિ ગહનમાં તરી આવ્યો ઉન્માદ ઊતરી;
ફડી ઊભી થઇ મુગ્ધા પ્રાણમાં પ્રેમ નોતરી.

ફર્યું મુખ ફર્યું ચન્દ્રિકા વણી એ,
ત્યમ ત્યમ વધુ મત્ત ચિત્ત ગાયે,
ઊતરતી વિધુદેશની વિભૂતિ,
મદન મનોહર રાજ્ય ગજવાની.

પ્રભરતી મુખ યૌવનોદ્ભવિતા,
રમમદભર અંગ ઉગ્ર છાયા,
સ્મિત મુખ ઉર ચચલોર્મિ વ્યાપે,
રગ રગ રગ રાગના ફુવારા

ચંદની ભરતી જોવા દેહે આવેશ આવતા,
પ્રમત્ત ચિત્તમા તેના ઉન્માદો ઉગ્ર ગાતા

દષ્ટિ ફરી નથી ફરી હજુ પ્રાણનાથે,
એ આમતેમ ફરતો નિજ સ્વપ્ન સાધે,
સ્હેજે પ્રિયાભણી જરી ફરી એ જુએ છે,
ત્યા તો ચમત્કૃતિ પ્રિયા નથી કે સજે છે

ફરતો આવીને ઊભો પાછળે પ્રાણનાથ ત્યા
વિલોકે "હ્લાવીને આજે ભાવાવેશો મતાવતા

"પ્રેમના સ્થૂલ ભોગોમા નર્યો કામવિકાર છે,
"કામના સૂક્ષ્મ યોગોમા શુદ્ધ પ્રેમપ્રચાર છે

"પ્રેમમા પ્રભુની પૂજા કામમા વિકૃતિ નરી
' પ્રેમમા આપુની પુષ્ટિ કામમા જડતા ભરી

"રમુ છુ ને રમાડુ છુ વિરાગે રસરાગમા,
"તેનુ ના ભાન આને કે ધ્યાન એ આજ શીખવુ

"દેહન સાધને સાધી અગાધિ પ્રેમદ્વૈતની,
"શુદ્ધ પ્રેમસુધા પીવું પ્રિયા એ અર્ધ ભૂલતી

"આવેશે ઊછળી એ જે ચડે મોહવિકારમાં
"વેડશી પ્રેમના તત્ત્વો થશે દૂષિત દેહમાં"

એવો ખ્યાલ કરી ઊંડો નિરખ્યો તન્વીસ્થિતિવિકૃતિ,
ઝાંખા ચન્દ્રતણાં પડે કિરણ ગાલે નિદ્રાળવા પ્રેરતાં,
ખેંચાતી રસભોગ પ્રાણમન એ અર્ધ તહીં હોમતી,
ગાત્રે ગાત્ર તણાય કમ્પ રહે માથું ધુણાવી ઊંડી

વિલોકતો વ્હાલમ ધીરતા ભર્યો,
વિચારતો અન્તરમાં ઊંડે કશું
જાણે બધું કિન્તુ અજાણ્યું સૌ કરે,
ઉરે ભરી કોમળ ભાવને કહે

"પ્રિયે! પ્રિયે! પ્રિયે! શું છે? કેમ શું અહીં લાગતી?
"ઉજળી ગતિને જોતાં કમ્પી આમ ઊઠતી?"

મદોન્મત્ત હતી મુગ્ધા ન જાણે સાંભળ્યું કશું
ઉન્માદે ઊછળે હૈયું ચેષ્ટા અંગ નવી મજે

નેત્રોમાં સ્થિરતા લાવી અન્તરે સમતા ભરી,
પતિએ વ્હાલભીની એ પ્રિયાને ખોળામાં ધરી

કમ્પતું કાળજું એનું ફૂંક ઉચ્છ્વાસ ઊછળી,
દૈવે એ હાકતે જાણે પ્રકૃતિ જાગી પડી

અઢેલીને ગાતું ગાન ઊભી,
જરા હસીને પતિને હસાવે,

લઈ કપોલે મૃદુ એક ચૂમી,
કુણા કરોથી પ્રિયને હલાવે.

પતિના ચિત્તમાં ઊંડી જાગે છે જ્યોત પ્રેમની;
અશાન્તિગ્રસ્ત પત્નીને જગાડે મોહ-કામથી.

"શાન્ત થા સ્થિર થા ઠરી! ચંદા આ સ્થિર જો રહી;
"રાજે એ મર્ત્યને માટે એવું છે રાજવું સખી!

"ચન્દ્ર આ તેજની મૂર્તિ પ્રભુપ્રેમપ્રતિકૃતિ;
"કમ્પે તું કેમ એ જોતાં શી બીતિ ઉર આ વશ?"

જતા ગયા શબ્દ ઊડી હવામાં,
ન ભાવ ભોળી સમજે પિયુનો;
ઊભી બની દીન દયાર્દ્ર ભાવે,
પ્રશાન્ત સ્હેજે વિનવે પતિને

"જુઓ જુઓ જુઓ વ્હાલા! વ્યોમમાં વિહરે બધું;
"તારિકાવૃન્દમાં વચ્ચે ચંદાના અંગ ઓપતા.

"રમોન્મત્ત બધા સાથે મદોન્મત્ત બધાં રમે.
"પ્રેમોન્મત્ત પિયુ! એવું આપણે આજ રાચશો.

"કાન્ત! હું આપની ભક્તિ નાથ! હું શક્તિ આપની.
"રસવૃત્તિ પિયુ! આજે રેલાવો રસ-આત્મની"

પિયુ તણો શાન્ત ગભીર સ્મિતનો,
સ્મિતોન્મુખી ભાવભર્યો વિલોકનો,
પ્રશાન્ત ને એ અવિકારી દૃષ્ટિથી,
પ્રિયા વધુ ચિન્તિત થાય ને વદે.

" ક્યમ પ્રિય ! કંઈ રોષ શું જુઓ જો ?
" ક્યમ સ્થિર ? કંઇ સ્નેહહીન દીસો ?
" પ્રિય ! મુજ અપરાધ ક્ષમજો હો,
" કરો નહીં બની શુષ્ક આજ ઊભા

ધીરે ધીરે ખસી આવે પિયુની ગોદમાં પ્રિયા,
રીઝાવી રમવા એણે પ્રયત્નો એમ આદર્યા

પતિની શાન્તિથી એને સ્હેજે ઔદાસ્ય આવર્યું,
પિયુનું બોલવું આજે લાગ્યું નીરસતા ભર્યું

આશા ઊર્મિ બધા બેઠા ઉછળતા ઊતરી પડી,
દેહે શૈથિલ્ય વ્યાપ્યું ને અન્તરે અધીરી બની

ચમેલી પુષ્પની રૂડી નિરાધાર લતાસમી,
નિરાશાથી બની ઝાંખી લે આધાર પિયુપરે

ક્લાન્ત એ પ્રેમભાગીની મારા પ્રેમાળ ભાવથી
કાન્તે ક્રીડોત્સુકા ધીરે કરે પાર્શ્વમાંહીં ધરી

છાતીએ દાબતા તેનું શિર જે ગોરા ક હસે,
ભોળીના ભાવમાં આજે નવું એ પ્રેરવા મથે

" શું આ આમ થયું આજે હેરે રી ભાગની ઘડી !
" શી લીલા આજ ખેલે તું ના અધીરા આવડી !

" શાન્ત થા વ્હાલી ! જો આ સૌ વ્યોમમંડળ શાન્ત છે,
" શાન્ત આ ચન્દ્ર ને તારા તારા સ્વ સ્વ સ્થાને રમે

" શાન્તિ એ લક્ષ્ય છે સૌનું શાન્તિ જીવનસિદ્ધિ છે,
" પ્રેમ ને સંયમે એના પ્રાપ્તિ ને પ્રાણતૃપ્તિ છે

"નથી ત્યાં શ્રમનાં દુઃખો નથી રાગાત્મ મોહની
"દેહનાં વૃદ્ધિહાનિમા એકલાને વિરાજતી.

"દેવી ! આ આપણું એવુ સૂર્યચંદ્રાશુ દમ્પતી,
"માધી પ્રાણેંદ્ર્ય ધીરે એ કરે ઈષ્ટપ્રતિ ગતિ.

"ચચલે ! ચપલે ! વ્હાલી ! દેહ ને આત્મ ગંઠલી:
"વિરાગે પ્રાણને પોષી સ્વાર્પણે પૂજવા પ્રભુ.

"દેહ તો સ્થૂલતા માન જાજ નિત્ય વધારતુ,
"વિકારે ડુબતુ એ તો જાજમાજ વિરામતુ

"હાલતું ચાલતુ પ્રાણી ચૈતન્યે રસ ભોગવે,
"આત્મચૈતન્ય ઊડે ત્યા રસહીન બધુ બને

"રસચૈતન્યની શક્તિ એ જડે શુદ્ધિ પ્રેરતી,
"પીતા પ્રેમ રસાનંદે શાન્તિ નિત્ય વધારવી

"આત્મને રાજવા કાજે દેહ મદિર માન છે,
"દેહના શાન્ત ભોગોમા આત્માનો અનુરાગ છે

"પ્રકૃતિ પ્રભુની છાયા વિશ્વ આ સાધુતાલય,
"પ્રભુ ને પ્રકૃતિ એ તો દદ એકજ અદ્વય

"નથી કૈં દોષ આ દૃષ્ટિ કેળની શાન્ત ચા પ્રિયે !
"શાન્ત ચા વ્યોમ ચદા જો શી ખીલી માધ્વીની કલા

"ચદા ને સૂર્યના દદે ઝરે પ્રેમસુધા સદા,
"એમ આ આપણુ વ્હાલી ! દદ મારવશે સુધા.

"હું પ્રાણ તું પ્રકૃતિ એક અખંડ લીલા,
"હું પ્રેમ તુ હૃદય સન્તત રાસક્રીડા;
"હું સૂર્ય તું વિધુમુખી સખી! એક શક્તિ,
"હું ઇષ્ટ તું સરલ પ્રેમવિશુદ્ધ ભક્તિ.

"દ્વંદ્વ આ આપણું વ્હાલી! પ્રાણ ને પ્રકૃતિ સમુ;
"ઇચ્છું હું નિત્ય મ્હાણું એ પ્રેમાદ્વૈતજ આત્મનું.

"ઘૂમવાટ ભરી જેમ સાગરે ભરતી શમે;
"શમાવુ તેમ ઓ વ્હાલી! આવ આ મુજ અન્તરે."

× × × ×

પ્રેમે વિકાર કદી દેહતણો દીપે ના,
સ્વેચ્છાવિહાર કદી પ્રેમ મહીં ખીલે ના;
નિષ્કામ ભોગ મહીં પ્રેમ પ્રકાશ પૂરે,
એ દેહ પ્રાણ ઉર આત્મ વિશુદ્ધિ ચારે.

ચન્દ્રનાં શાન્ત રૂપેરી કિરણે ન્હાય દમ્પતી;
પ્રેમાદ્વૈતે ગળી મુગ્ધા પિયુના પાશમા પડી.

તૃપ્તિ ને શાન્તિના ધીરા ઉદ્‌ગારો ઓસર્યા સમા,
સ્હેજે શબ્દો સરે આવા પ્રિયાના પ્રેમભાવના.

"પ્રિય! મુજ પ્રિય! હો ક્ષમા ક્ષમા હો!
"તુજ પથ તુજ તેજમાં હું ખેલુ;
"પ્રિય! તન મન પ્રાણની સમાધિ,
"સહુ તુજ રસ-આત્મમાં શમાવું.

× × ×

વાતાયને નિરખતાં નભના પ્રદેશો,<br>
બેઠાં યુવાન નવયૌવન શાન્ત પત્ની;<br>
રાજન્ત એ નભપ્રદેશ પ્રકાશ મૂર્તિ,<br>
તારાસખી વિધુમુખી પ્રભુની પ્રતિભા.

૨-૭-૦૯



## પ્રેમ અને પ્રકાશ

હૃદ્‌લકમલ વિકાસમા ઊડે બ્રહ્મ પરાગ;
આત્મમધુપ ગુંજન કરે અંગ અખંડ વિરાગ.

ઊડે આત્મ મંગ ગંગ,
વધે વિશ્વમા પ્રસંગ,
પ્રભુ! પ્રેમના પરાગો પમરાય ત્યા રે, પ્રભા પૂરજો સદા;
અનુપ તેજે આકાશો ઉભરાય ત્યા રે, કૃપા સારજો સદા.

જનનીજનક વાત્સલ્યનાં ભગિનીબન્ધુ બહુ રૂપ,
પ્રેયપ્રેયસી પ્રેમનાં સુખમય યુગલ સ્વરૂપ

સ્નેહસાધના સ્વતંત્ર,
મહા મોધેગ મંત્ર,
પ્રભુ! પૃથ્વીમા સ્નેહો મોહાય ત્યા રે, પ્રભા પૂરજો સદા,
કદી દેહીના દેહો દોહાય ત્યા રે, કૃપા આરજો સદા.

સ્નેહસરોવરનીર પર વિહરે માનવહંસ,
અવિરત આસ્વાદન કરે ક્ષીરપ્રેમરસ અંશ,

હૃદયતૃપ્તિના પ્રયોગ,
સુધાસત્ત્વ યોગ ભોગ,
પ્રભુ ! સરલ શુદ્ધ સત્ત્વ સારવાય ત્યાં રે, પ્રભા પૂરજો સદા;
નિત્ય હંસ ક્ષીરતત્ત્વ તારવાય ત્યાં રે, કૃપા સારજો સદા.

દિવ્ય ધર્મ દામ્પત્યના વિમલ ઐક્ય વ્યવહાર;
ચિરઃશાન્તિ અનુપમ ભર્ગો પ્રભુમય પ્રેમપ્રકાર.

નિત્ય એજ જીવનવેદ,
ભણે પ્રેમનો અભેદ,
પ્રભુ ! વૃત્તિ વિશ્વપ્રેમમાં વળાય ત્યા રે, પ્રભા પૂરજો સદા;
પ્રભુ ! પ્રકટ પ્રેમપંથ જ્યાં પળાય ત્યા રે, કૃપા સારજો સદા.

૧૬-૭-૦૯

## ખીલતા કુસુમની આડે આવતા પર્ણને

મૃદુ કુસુમના બોજા માથી વિજાતીય પર્ણ તું!
કુસુમ વિકસે તેને ઢાંકી કરે કયમ ચિન્ત તું?
ભ્રમર ભમતો વ્હાલો લેવા સુમિષ્ટ પરાગની,
આગળી ભડકી ગૂંચાતો એ ન પુષ્પ પડે જતા

ધખ ધખ થતો ઊના વાયુ કુમાર નિદાઘના,
તહીં તું કરજે શીળી છાયા સુકોમળ પુષ્પને
પણ અનિલની મીઠી લ્હેરે પરાગ ઊડી ઊડી
મધુપ રીઝવે સાથે ત્યાંથી ખસી દૂર રાચજે

સમ વિટપથી બન્ને સાથે સજાતીય ઉભયા
પણ પથ પડ્યા જૂદે જૂદે વિકાસ વધારવા.
કુસુમ ખીલતો ભૃંગે સેવા સુવાસ સમર્પણે
તુજ જીવનની સીધી સેવા જગે ગરિબને

ખીલું ખીલું થતી જો એ લ્હાવા! પણે કદિ વિકટ
ઉપર નમી તું રોકે છે જે કુસુમવિકાસને,
ટગરની રહો સામે ભૃંગે પણ ફરી ગુંજતો
કયમ નહિ ખસી એ બન્નેનો કરે સુયોગ તો?

મૃદુ મધુ તમે બાલો બન્નો પિતા સવિતા તણા
કિરણથી વધો ને ત્યાં અર્પો વિનાઈ જગો સહ.
બહુ સમયથી જોવા ખીલી થયું સ્થિર તું અહીં,
કુસુમ વિકસી સેવા સોંપી જગે પડી એ મહીં

તુજ જીવનનો વ્હાલા ! સીધો સુયોગ પિતા તણો,
સહગમનમાં સાથે સંપી સહાય કર્યે જજે;
નિજ જીવનની લ્હાણો લેવી પરાર્થ મહીં સદા,
સ્થિતિ મહીં સદા સન્તોષીને સ્વમાર્ગ સુધારવા.

જગત નહિ આ જોશે સેવા સ્વભોગતણી કશી,
પણ ઉલટું એ દોષો દેખે નિરન્તર આંધળું;
ક્યમ તું બનીને ભોળું ફેંકે નિરર્થક પ્રેમ એ,
બધિર જગમાં ભોળા ભાવો ગણાયજ મૂર્ખતા.

રસજીવનના ભોગો લેશે ઘડીકજ પુષ્પ એ,
ટુંક સમયનું આયુ એનું ખીલી ખરી એ પડે;
નહિ કદીય ત્યાં પૂરો ખીલે પિતા સવિતા પ્રભુ,
નહિ સહી શકે દૈવી તાપો ભર્યા હિતરશ્મિના.

કુસુમ વિકસે તેને પૂજ્ય શીખાવ તું તેજની,
તુજ જીવન તું એકાકી એ વીતાવ પ્રભુપ્રતિ;
તમ ધીરજના આસ્વાદોમા પ્રભુ રસ રેડશે,
તમ જીવનના ધર્મે વ્હાલાં પ્રસન્ન પ્રભુ થશે.

અધિક અધિકા આવા આવા નવા રવિ ઊગશે,
અધિક અધિકા તેજે વ્હાલાં ! સદા નભ ફાટશે;
તિમિર શમશે તેજે ફૂટી પ્રકાશ પ્રમારનાં,
રસ વિકસશે દિક્કાલે સૌ અનન્ત ઉજાસમા.

વિરલ કણ આ વિશ્વાત્માનો ખીલા સહુ જીવને,
કુસુમ કુસુમે પર્ણે પર્ણે પરાગ દિને દિને.

૫-૮-૦૯



# દુનિયા

જશે શુ દુનિયા આમ, આમ જના નથી જવાનુ ?
ન્યાયીને અન્યાય ? વ્યર્થ શુ વગોવવાનુ ?
જગત નિયત્રણ કરે શુ તે પ્રભુ આવી વ્યક્તિ ?
રાજા તારુ મ આમ ? અરે ! સર્વોપરિ શક્તિ !

દુર્ગુણ નિન્દા મહીં સડેના પાપી આત્મા,
રહે સુખી એ સા મોજ માણે વૈભવમા
ધર્મ નીતિના ભક્ત સત્યપ્રેમી ને શૂરા,
ઊડે પીંછાની જેમ બનીને ચૂરેચૂરા

અરે રાજ્ય આ ન્યારી હોય એ સમર્થ પ્રભુનુ,
દિવ્યાત્માને અરે અરે કદી ના સહેવાનું ?
અહંકારીના નમ્ર મન શુ ગુનામ રહેશે ?
નિ ીના ગળા જુંમી શુ સાજ રેસે ?

પ્રભો ! પ્રભો ! અગ્રાન ભાવી આ એવો આવે
સમય ભલા ને ભોળાનો જે પાપીનો છે.

૧૦–૮–૦૯

## લયમન્દિર

મળશું મન્દિરીએ મહારાયા;
રે જ્યારે રહેશે ન મારા પરાયા રે;
—મળશું.

તૃણ કણ સંચય સાચશું
ને પોષશું ભૂતભ્રમ કાયા;
તૃણ કણમાં પ્રભુ ઊગશે
ત્યારે ભૂલશું ભ્રમની માયા રે.
—મળશું.

પલ પલના પડછન્દા ઘેરાય
પડે પાપના કો પડછાયા,
રગ રગ વ્યાપે રામનાં ઘેન
જાણે પૂણ્ય તીર્થમાં પછી ન્હાયા રે
—મળશું.

શબ્દ થયો બ્રહ્મ ખીલે
ઉપાસના વાધી ને દેવ દેવ સ્હાયા;
ખેલે પ્રભુ રાસ ખીલે જગત બધું
રમતા ત્યાં સર્વ એકજાયા રે
—મળશું.

વીરા ઘૂમે બ્હેની લેશે ઓવારણાં
ભાઈથી ભાઈ જોડાયા;
તેજનાં વારો ન્હાણાં સોહામણાં
સ્વામીના સ્નેહે સોહાયા રે
—મળશું.

૧૨-૮-૦૯



# જૂનાં ભડકાં

મણી જૂની વાતો સ્મરણપટમાં આજ ઊડતી,
નથી રોવું તોયે ઉભરી ઉર ઔદાસ્ય ભરતી;
પ્રભુની ઇચ્છિામાં મુજ જીવનસિદ્ધિ ગણી રહ્યો,
છતાં આ સંસારી કુટિલ કટુ નીતિ રડવતી.

હમેશાં હું સૌની અતિ દીન બની યાચું કરુણા,
બહુ વેળાથી હું વિનવુ ઉર શ્રદ્ધા સહુ ધરો;
છતાં મોહાન્ધોનાં હૃદય કયમ ભોળા સુર સુણે?
પ્રભુપ્રેમી શબ્દો પ્રભુસુત વિના સૌ અવગણે.

બધી જૂઠી જૂઠી ગડમથલનો ભાર ઘસડી,
ગૂંચાવુ સંસારે ખલ કપટથી સ્વાર્થ મચડી;
પ્રવાહે એ વ્હેતાં શીખવી બધી એ કાર્યપટુતા,
બધા સ્વાર્થાંધોનો કયમ ગ્રહી શકુ બોધ કટુ આ!

કૃપા મીઠી પીતા પ્રભુમય બધે પોષણ મળ્યું,
રહી દેવી ખોળે સરલ હૃદયે સત્ય ઠલવ્યું;
પ્રભુની સૃષ્ટિમા ઉછરી પ્રભુને પંથ રમતાં,
નસીબે આ આવી નિરખવી લખી કેમ કટુતા?

સહી માખી બેઠો રડી રડી બધી આ કુટિલતા,
હજુ એની એ આ સહવી પડતી તીવ્ર કટુતા;
પ્રવાસે પંખીડા સહ ભળી ઊડી શાન્ત હું રમ્યો,
મળ્યાં સ્વાર્થી તેમાં ક્ષણ રમી રસીને દુઃખ ફૂળ્યો.

હજુ એ સૌ ક્યારે મુજ હૃદયને કેવલ હસે,
અને આ હૈયાના મૃદુ કરુણ ભાવો અવગણે;

× × ×

હમો વ્હાલા હેતે પ્રભુસુર બધા એ અવનવા,
પ્રભુપ્રીત્યર્થે સૌ સુણી અનુભવી શાન્તિ વિરમુ

૧૪-૮-૦૯

## નવાં ભડકાં

નહોતો મેં જાણ્યો પ્રિયપ્રિયતમાપ્રેમ કદીએ,
શીખ્યો આજે આવી ગુરુજન તણે આશ્રમ અહીં,
હું તો ભોળો મિત્રો સુહૃદ પ્રિય શબ્દો મધુ કુરી,
ન જાણું એ પ્રીતિ પ્રિય પ્રિયતમાની અટપટી

પ્રભુ મારો જ્ઞાની અતિ કુશળ કારીગર સખા,
ભુલાવા ભૂમીંને રચ્યું અતિ રૂપાળું શરીર આ.
રમી એ સૌંદર્યે પ્રચુર પ્રીતિને દૂષિત કરે,
વિકારી ભાવોમાં જગ વિચરતા સ્વાર્થવમળે

હજો મોહાન્ધોને શરીરસુખના સ્વાદ સઘળા,
હજો ઇન્દ્રિયોની મૃદુ લલિત લ્હાશો વિહરવા,
પ્રભુની ઇચ્છા એ કયમ દુખી બનું વ્યર્થ હું રે,
સદા મારે જોવી તૃણ કણ મહીં પ્રેમપ્રભુતા

બનાવી દે બ્હેરો નહિ કદી સુણું રાગકનડો,
બનાવી દે મૂગો નહિ કહી શકું ઉગ્ર વચનો.
ગમે છે અંધાપો નથી નિરખવી આ વિષમતા,
હવે તો હું થાક્યો હૃદય નથી જોતું પીગળવા

અહીં તો સંસારે અનુમન બની જે વિચરશે,
પ્રવાહે ભેગીને પશુવત બધાને અનુસરે,
અને સાધે સ્વાર્થો લચપચ બની ધાધલ કરી,
મનાશે તે જ્ઞાની અતિ ચતુર ને પંડિત તહીં.

હતી એવી ઇચ્છા જગત સહ સ્હેજે ભળી જવું,
પ્રભુપ્રીતે સ્હેતાં સ્વપર જનકલ્યાણ કરવાં;
વધારી એ આશા સરલ મૃદુ સ્નેહાળ હૃદયે,
અને અંતે આજે સહવી પડતી વ્યર્થ વિપદા.

ઘણાં જૂનાં સ્નેહી સમજી શકતાં ના હૃદયને,
બધા ભોળા ભાવો સમજણ વિનાના ગણી હસે;
હસો વ્હાલાં! હેને સમજણ મને એ ન ગમતી,
નથી મારે એવી વિષમ શીખવી કાર્યસરણી

લખું ત્યાં ધોવાતા રુદનવતી આ શબ્દ સઘળા,
નકામી લાગે છે જગત પર એવી સરલતા;
પ્રભુ! પ્રેમી સાચા! તુજ શરણ છે એકજ ખરૂં,
બધી લૂખી માયા જગતપશુના ના અનુસરૂં.

નયન રડતાં ભોળા ભાવે અહા! ઉર ફાટતું,
સમજું પણ ના રોકાના એ ઊંડા ઉરના ઝરા;
પ્રભુ! પ્રભુ! અરે! શ્રદ્ધા ઊણી રડી કયમ દાખવું!
જીવનપથમાં સ્હેતાં સ્હાતાં પ્રભુશરણે જવું.

કદી ના કોઇને ક્હેવા શબ્દો ઉગ્ર વિલાપના:
સ્નેહ કે ખેદ જે હો તે સદી શાન્ત વિરામવું.

સ્નેહના ભિન્ન રંગોમાં છંટાયાં બાલકો બધાં;
દમ્પની ભગિની બન્ધુ અન્ય સૌ જોડકા ઘડયાં.
પ્રભુની ભાન એમાં જો પડે જ્ઞાનપ્રકાશની:
હૃદયે જ્યોતિ ઝીલન્તાં એ વ્હેંચાય જગતાંગે.

૧૫-૮-૦૬

૭

## અંધારનાં આવરણ

સૂર્ય ગયો, સૂર્યનાં ભર્ગ શમ્યાં;
ભર્ગ શમ્યું, ભર્ગનાં પૂજન ઊડયાં;
પૂજન ઊડ્યું, પૂજનનાં કલ્યાણ આથમ્યાં;
શ્રદ્ધા ઊડી, શ્રદ્ધાનાં તેજ ડૂબ્યાં.

ચિદાકાશમાં પે જાણે ચીરો પાડતી,
દિશાઓમાં અંધકાર છાંટતી,
ચૈતન્યને જડ કરવા મથતી,
સૂક્ષ્મ પર સ્થૂલના પડદા પાડતી,
પ્રાણનાં આરોહણ અવરોધતી,
સ્વર્ગનો મેલ વેરતી શમશમતી શર્વરી

કેવલ સ્થૂલની જ સાધના સ્વીકારતી,
જડતાની સાક્ષાત્ પ્રતિકૃતિ જેવી,
અશ્રદ્ધાનાં અંધાર ઓઢાડતી,
મહામાયાના રાક્ષસી ખેલ ખેલતી,
ઊતરી આ મર્ત્ય ભૂમિ પર;
માનવીને મૂઝવવા અને મોહમદ પાવા.

કરે છે અંધકાર અને આવરણ :
પ્રકાશ તો પ્રભાતનાં પૈડાં ભરે
પાપનો નર્યો પ્રચંડ પાપે

x x x

પૃથ્વી જડ છે; મનુષ્ય ચેતન છે.
જડની ઉત્પત્તિ શૈલ છે;
શૈલમાં આવરણ અને અવરોધ છે.
ચેતનની ઉત્પત્તિ રત્ન છે;
રત્નમાં ઉદ્દીપ્ત અને ઉદ્‌ગમણ છે

પૃથ્વીના આ પ્રચંડ ગોવધટમાં
જડ ચેતનના એ દ્વંદ્વયોદ્ધાના,
ભરતીઓટ અને ભૂકંપના
યુદ્ધ ખેડાય છે સદા.
તત્ત્વોના તંત્રમાં જ તોફાનના તાણાવાણા છે.
જલરાશિના ગગનના જીવનપટ પર
રોલમરોલ નાચે છે આ
પૃથ્વીની પુરાપ્રાચીન પ્રચંડ પર્વતમાળ.
અને ત્યાં—

**एकदा नीपमारण्ये**
પ્રકોપ્યો પાપપર્વત,
ઉલ્કાપાતે કર્યું આખું
જીવનારણ્ય આગ્ન.

પાપકાળનો કાળો પહાડ કડકડ્યો;
મારગો હાલકલોલ કોપ્યો ભાગ્યે !

પોલા સંસારમાંથી સહેજે સરી પડતી,
અજ્ઞાનની આછી અને અણુધારી,
પાપના પડછંદા જેવી પયરી,
રતાંધળા ઘુવડની પેઠે અફળાતી અથડાતી,
અગાધ ઊંડાણુની શાન્તિ સાચવતા,
ચૈતન્યની ચિનગારીઓ ચેતવીને
જગતની જડતા ખંખેરતા,
અગાધ રત્નરાશિના ઘૂઘવાટ ઘોરતા
આત્મનિધિ પર પડી.

તરંગે તરંગ તૂટયા;
ખડકે ખડક ખડખડયા;
થરથરાટ ધ્રૂજ્યો;
સાગરની સીધી સપાટી પર ખાથરા ખાડા પડયા;
સર્વત્ર અશાંતિ અને આપદ્ !
બ્રહ્મ બ્રહ્માંડ સંકેલવા માંડયુ જાણે !

પણ એટલામા તો
આંધળી અમાવાસ્યાને અકસ્માત્ આખો ફૂટી,
પ્રકાશના પુંજ પાથરતી પૂર્ણિમા પ્રગટી,
પ્રભુનો એ શીતલ રશ્મિભંડાર,
સૂર્યનારાયણનો દોહ્યલો દેવદૂત,
કેવલ કલાનોજ કૌમુદીકલાપ,
નક્ષત્રમંડળનો ચક્રવર્તી ચંદ્રરાજ
ચમત્કાર ચેનવતો અને ચિત્રતો
ઊગ્યો એજ આકાશમાં,
અમૃતની ઊજાણી ઊજવવા.

દિનમણિ સૂર્યરાજ એટલે તો
ઉષ્મા અને ઓજસની અખંડ ઉપાસના;
ઉષ્મા સહો અને ઓજસ ઝીલો;
દાહ પામો અને દિવ્યતા કેળવો.

પણ નિશાનાથ ચંદ્રદેવ તો
સૌમ્યતા અને સ્નેહની સાક્ષાત્ સિદ્ધમૂર્તિ !
પ્રેમ અને પીયૂષની પ્રાણપ્રોજ્વલ તદાકારતા !
ક્ષીરસાગરમાંથી સહેજે સરી પડતો,
અખંડ અને એકધારો સામટો સુધાસ્રોત.
એના પ્રકાશમાંથી તો પીયૂષ નીતરે નર્યાં;
અમૃતનો એ અક્ષય કુબેરભંડારી;
બ્રહ્માંડસારવ્યો ધન્વન્તરીનો અજોડ સુધાકલશ:

એનાં દર્શને તો દેવદેવીઓનાં દામ્પત્ય દીપે;
એની કલાએ કલાએ કવિતા ખીલે;
એના કિરણે કિરણે કોમલતા ઝરે;
એનું દર્શન એટલેજ દિવ્યતાનો સંચાર !
શીતલતા ઝીલો અને સૌમ્યતા પામો;
પીવાય એટલાં પીઓ એનાં પ્રેમ અને પીયૂષ.

કેટલી કોમલ કૌમુદી ! શું ઉજળું ભર્ગ !
સાગરનેય એ ગમ્યું;
એના ક્ષોભમાં શાન્તિ ઉતરી;
ઉછળી ઉછળીને વધાવ્યું;
સેવામાં પાદ ચૂમ્યા;
ઉત્સાહની અસંખ્ય અંજલિઓ અર્પી.

પુણ્યની પનોતી પ્રતિમાઓ સમી
ચાંદીની ચમકતી દોરીઓ જેવી
લહેરાતી લહરિઓ દોડી સપાટીના દોર પર;
ખેલતી અને આનંદ ઊછાળતી.
દિગન્તમાં દિશાઓ ભૂલી પડી જાણે!
ત્રિકાલના તાર ઝણઝણ્યા;
દેવોનાં ડંકા નિશાન ગડગડ્યા;
પુણ્યપરાગની શીતલ લહરિઓએ
પથરીના નજીવા પરપોટા,
યુદ્ધ મંડાણના ખોટા ખળભળાટ,
તોડ્યા અને ગાળ્યા ગિરિરાજના ગભીર ગૌરવમાં.

સાગરની સનાતન સ્નેહસાધના
અખંડ આત્મતૃપ્તિ હૃદયસૌરભ
ભર્ગસ્વીકાર પુનઃ અનારમ્ભ ગાજ્યા,
ગર્જ્યાં દિગન્તમાં ડંકા દેવા.
સર્વત્ર શાંતિ અને સંપદ્ !
સંસારવૃક્ષે વનઘેલી વસન્તો નોતરી જાણું!

× × ×

દરિયા ડહોળાય તો એ શાન્તના શાન્ત,
એના અન્તરમાં તો છે એકતા અનેકતાભરી!
તોફાનની તેજીમાંથી જ જંગ જીતાય છે;
વટોળના વાવાઝોડામાંથી જ વેગ કેળવાય છે,
જીવન એટલેજ યુદ્ધશૃંખલા;
અને યુદ્ધયોગ સાધે એજ સાધક.

સાધના એટલે જ આદ્યશક્તિનાં આવાહન;
સાધના એટલેજ સિદ્ધિના શ્રીગણેશ;
સંગ્રામક્ષેત્ર તો મહાશક્તિની ચૈતન્યપીઠ.
એના વિહાર તો વીરતા વહોરાવે,
ચૈતન્ય ચમકાવે જીવનમાં જોમ પૂરે.
શક્તિના શૃંગાર તો શૂરાનેજ શોભે.
યુદ્ધખેડ્યું જીવન એટલે જ વિજયની વરમાળ.
નિસ્તેજ નિર્ભયતા, કઠોર કાયરતા,
એ તો અશક્તિ અને અજ્ઞાનનાં પાપાવરણ !
પ્રમાદ પોષી પોષીને પામરતા કેળવવાની નરી.
આત્મમન્દિરના અજવાળા આંગણમાં,
દરિયાના દરિયાવ દિલદીદારમાં,
તો સોહાય છે એની એજ,
સાધના અને સિદ્ધિની પ્રોજ્જ્વલ પ્રાણપુષ્ટિ;

× × ×

અંધાર જડી ને ઊંડાં પાપનાં માળખાં,
પેઠાં પાતાળમાં પાપબીની ધૂળ ચાટવા.
રાક્ષસો અને રાક્ષસી માયા,
રાક્ષસી સંસાર અને રાક્ષસી લીલા,
ઊંડાં અંધકારમાં એકાકાર થવા;
જડતાને કંઠે ઉભી ઉભીને
જગતનો મેલ લેવા અને લપેટવા.

ક્ષમા અને ઉદારતા;
ભર્ગપૂજન અને પ્રકાશપાન,
એ સાગરનાં સીધાં સનાતન શસ્ત્ર હતાં;
શાન્તિનો તો એ સ્વયંસિદ્ધ સાધનસમૂહ.

જીવનની એજ જયસિદ્ધિ;
ચૈતન્યનો એ એકજ પ્રાણપાવક ચમત્કાર.

પુણ્યના પમરાટફોર્યા વાયુ વાયા.
તેજોના અંબારભર્યા ભાસ્કર ઊગ્યા;
રશ્મિનાં વ્હાણાં વાયાં;
સેવામૃતના નિર્ઝર ઝર્યા;
પ્રેમ અને પ્રતિભાના પાવક પ્રવાહ ફૂટયા;

સંસારબાજીના સોગઠાં જેવાં
સાંકડા સંબંધનાં સાટાં ગોઠવતાં,
દેવત્વમાં એ દાનવતા દેખતાં,
અમૃતપાનની અવહેલના કરતાં,
સંસારફલનાં આ પામર કીટકો
પાપ અને પામરતાના પ્રચંડ પૂતળાંઓ,
ઊતર્યાં અજ્ઞાનમાં ઘનઘોર નિદ્રા ઘોરવા.

મનુકુલનાં મહાનુભાવ બાળકો એને નમ્યાં;
એમની આંખે અણુનમ અંજન આંજ્યું;
સૌએ પ્રકાશ પૂજ્યો પીયૂષ પીધું;
એમનાં ઉરે ઓજસ આવ્યું;
બહેનીએ ભાઈ વધાવ્યા;
ભાઈએ બહેન રીઝાવી;
પિતાપુત્રે કુલસૃષ્ટિ કેળવી;
પતિપત્નીએ આત્મા ઝાંપ્યો;
ભગિનીધર્મ બન્ધુધર્મ,
કુલધર્મ પ્રેમધર્મ—

બધાએ આત્મધર્મમાં સંગમ શોધ્યો.
ધર્મ–ધર્મ–ધર્મના ધ્વનિ ગાજ્યા.
માનવપૂજાના પડઘા પડ્યા,
ને દેવગણ સમાં સાધુસાધ્વીનાં યુગલમંડળો
ઊતર્યાં સ્વર્ગના ચોકમાં સ્નેહવેદી પૂજવા;
પ્રેમયજ્ઞના યાજકોએ પ્રેમાહુતિ આપી;
જડને ચૈતન્ય પાયું; મર્ત્યને અમૃત સીંચ્યું.
સર્વત્ર સદ્‌ભાવ સંપ અને શાંતિ !
જય રવિરાજ મહારાજનો !
જય નિશાકાન્ત ચંદ્રદેવનો !

૨૮—૮–૦૯
૧૦–૧૨–૩૨

## જીવનના છાયાભ્રમ.

હસતી કલિઓના પરાગ જેવી કવિતા
ઝૂમતા મધુપ જેવી ઉન્મત્ત ઉત્સાહી આશા
એ મારી સહેલાણી સખીઓ હતી.

રૂમઝુમ રમતી રાસરમણી જેવી સુધા
પાનખરના પીળાપાન જેવી જરા
એ મારી મુસાફરીની ગણિકાઓ હતી

કવિતા અને આશા, સુધા અને જરા
એ દૂધમડાને પનોતે પારણે હું ઝૂલતા
સ્નેહના યોગવિયોગમાં જીવન વીત્યું
કવિતા કરમાઈ, સુધા આથમી,
અને આશા તો એકલી અને અટૂલી
ઊભી ભૂતકાળીના ભયાનક ભડકા જેવા
સૂના સંભારણા સ્મરવા અને સમારવા
જીવન વીત્યું ને જેમ ઝાંખા પડ્યા
સુધા આથમી ને ઉત્સાહના પૂર ઓસર્યા

અહા ! હુ યુવાન હતો !
'હતો' એ કેવો બીહામણો ઉદ્ગાર !
ડાળી મેઘલીના કારમા વરસાદ જેવો !

પુરુષાર્થી પ્રકૃતિમા કનાવિહોણુ
કેવલબ્રહ્મમા શ્વાસોચ્છવાસી
સૂના સમારમા અન્યાય અર્પતુ
દુઃખશોકના સંભારભર્યું આ શરીર
લીલવરણીમા લીલા લેતુ,
રૂપેરી રેતીમા લોટપોટ રાજતુ,
જ્યારે હુ યુવાન હતો !

હલેસા કે સુકાનની પરવા વિનાનો
ભરતીઓના કે ખરાબામા
વૈરાગના વાવાઝોડામા
અસહાય એકનો અને અનામો
દૂર અતિ દૂર ધકેલાતો
નાજુક અને નાનો સરળ અને સ્વચ્છંદી
મજા મડગમા એ શાન પાડે એવો
એ એક ત્યાગીનો મછવો હતો
વિશ્વગોળની રચના ગોખતા
જીવનના અનિમિષ પાથરતા
છાનાકિરણની ઝાખી પૂરતા
નદી ગગનના આરસજલપર
એ લહેરિયા લેતો અને વિહરતો

સુખદુઃખના વાવાઝોડા કે
ચડતી પડતીના તડકા છાયા

જરાયે નહોતા નડતા;
અને હું યુવાન હતો; યુવાનો સ્નેહાળ સાથી હતો.

× × ×

પુષ્પો પ્રેમીલાં છે; પ્રેમ પુષ્પ જેવો છે.
મૈત્રી અને મુદિતા જીવનની પ્રાણવલ્લીઓ છે.
મૈત્રી મુદિતા અને અવશતાના
અનન્ય આનન્દોનાં ઝરણાં નિર્ઝરતાં
અને હું સુખી હતો.

પણ એ સર્વ વૃદ્ધાવસ્થાની પહેલાં.
'પહેલાં' એ કેવો અળખામણો ઉદ્‌ગાર!
કલિકાલના કુહાડા જેવો!
રૂઢિદમાણા રદન જેવો!

× × ×

યુવા! પ્રિય યુવા!
સંયોગસુયોગ માણ્યા
વેણુવિહાર વેર્યા
જીવનના શ્રમશમ વેઠ્યા
શું સુરભિઓના સુરીલા તાન ન ગ્હ્યા વ્હાલી?
વસન્તો વીતી ને તું સિધાવી સખી!

હૃદયગમે! હું મૂર્ખ છું:
કાળધનુષ્યના ધનયોગ રંગ કેમ ન વાંચ્યુ?
કેમ ન ઉકેલ્યું એ વિચિત્ર ચિતરામણ?
જતાં જતાંય જોવાય છે તારો પથરાતો પાલવ!
નથી ભુંસાયાં તારી પનોતી પગલીનાં કુંકુમ!

ચોમેર ફોરે છે તારી વેણીના મઘમઘાટ હજુ તો,
તારાજ પડછાયાને શાળે છાયડે જીવું છું જાણે
જા, સખી જા; સિધાવ અને સુખી થા;
તારોજ આ વેશધારી વેશ,
રૂપેરી રૂપાન્તર,
સફેદ વાળ
ખોખરો સાદ
ડગમગતો દેહ
સુનો સંસાર
લૂખી લ્હાણો ને ભૂખ્યો વૈભવ
ભોળવે છે મને તારી એ છેતરતી છાયા !
તારા છેલ્લા પ્રણામ હજુ નથી થયા;
વસંત વિહરે છે હજુ યે તારે મુખડે તો;
તારા અશ્રુમાં યે સ્મિત ચમકે છે.

× × ×

જીવન વિચારશ્રેણી છે, વિચાર એ જીવનભ્રમ છે.
ભોળાનો તો એજ ભાવ છે
કે તું મારો સનાતન સાથી છે.
જીવનશૃંખલાની કડીએ કડીએ
વિચારકડીને આંકડે આંકડે
ગૂંથ્યાં છે સ્મૃતિ વિસ્મૃતિના ભૂલભૂલામણી,
સંસાર એટલેજ આઘળાપાટાની રમત.
જીતીને હારે અને હારીને જીતે
એમ જાણે તેજ જાણકાર,
એમ જુએ તેજ જોગી

ફાલા કરમાય, જીવન ઝંખવાય
એ તો અકસ્માત્ અને આશાની અટલ અવસ્થાઓ.
પ્રેમનાં પોષણ કે વિયોગના સંકોચ
એ સૌ વિચારમાલાનાં અણુવીંધ્યાં મોતી.

પરોઢનાં પુષ્પપાંખડીં ઝાકળકણ
એ વસન્તનાં મોંઘાં મોતીડાં રૂડાં;
પણ સમીસાંજનાં તો એ ઝાંખાં અને ઝંખવાણાં,
ઊંડા ઉરનાં ઓમરાનાં આંસુડાં વ્હાલાં.

આશા ફીકી ને જીવન જરાએ ગ્રસ્યું;
ચેન ચેન ચેનના ઘડીઆળ ગાજે છે હવે તો;
અણુગે મહેમાન રાત રહીને જ જાય;
મૃત્યુ વ્હાલા પધારો !
શાંતિના ઓ સમવર્તી દૂત !
આવો અમારાં ઊણાં આતિથ્યને ઝીલ
લેશું ઓવારણાં હો દેવ !
પધારો અતિથિરાજ ! સમય તમારો છે.
સ્વીકાર અને સત્કાર અમારો હો !

સ્નેહીઓના સહવાસનિ-ધામ
પ્રેમીઓના પ્રાણાન્ત અશ્રુ
સૌ વર્તે સ્નેહે આ પાવક જીવનપંથમાં,
પધારો કલ્યાણવીર !
હસો, હસાવો અમને વૈરાગી !
વિસરાવો એ હાસ્યસ્વપ્નના ભેદભેદ !
પાઓ એ અલૌકિક અમૃત
ને જગાડો એ જન્મના જીવન
જ્યોતિર્બિંબ અને આત્માભિમાન !

૨૯-૯-૮૯
૧૫-૧૨-૩૨

## સલામે ફકીર

થાતુ જે હતુ તે થઈ ચૂક્યુ,
કદી વાત એ કરશો નહીં,
ધાર્યું તે અધાર્યું થઈ ગયુ,
હવે કં ફિકર ધરશો નહીં

કહેશો બાલ બુદ્ધિ છે હજી,
કહેશો કે જુવાની ગઈ ચળી,
આવી કે જશે જંદીથી,
પણ વખ્ત એ ગણશો નહીં,—થાતુ૦

તમ સર્વની માથે રહી,
જાદુ ઢોંગના ખેલ્યા શીખી,
અંધારને વેરી સહી,
પણ મુજ સનમ રીઝી નહીં,—થાતુ૦

મારે સનમના ખોફમા,
ચાલ્યા જવુ છે રૈફમા,
મસ્તી મચાવી એશમા,
લેતા રહાણુ મીઠા લોહીની,—થાતુ૦

મારી ફકીરી છે લુખી,
મારી સાધના ફિક્કી બધી;
મારી સિદ્ધિમાં તૃપ્તિ નથી,
તમને ન એ રુચશે કદી;—યાતું૦

નહિ જુલ્મને ધર્મે સ્હડો,
નહિ સ્નેહને પાપી કરો;
ત્યમ શાસ્ત્રને નહિ પાથરો,
મારા ધર્મને ગમતું નથી;—યાતું૦

આરામ વિણ વિશ્રામના,
આ દિન હવે આરામના;
તમને ન કૈં એ કામના,
ખાલી રોઇને ગાળો નહીં,—યાતું૦

આવું હસ્યો ના કોઇ દી,
આવું રડ્યો એ ના કદી,
રોતા હસી વ્હાણાં લીધી,
એવી ગમી છે દિલગીરી,—યાતું૦

મુજ આ મીઠી મુસાફરી,
મેદાન ને જંગલ તણી,
ભીની ધૂળના વરોળની,
તમને વિભૂતિ આપની; —યાતું૦

પોચાઇના મહુ માળખા,
ખાલી તમે રોતાં બધા,
મહુ સ્વાર્થને નીચોવતાં,
સાચી મજા પામો નહીં;—યાતું૦

મારા ધર્મની ઊડે ધ્વજા,
જાવા ત્યાં મને આપો રજા,
લૂટાવતાં લૂટો મજા,
સમજી ફિતુર કરશો નહીં;—ચાપું૦

મારી દયા ખાશો નહી,
હૈયાં દમી રોશો નહીં,
આલમ બધીને આજથી,
છેલ્લી સલામો થઇ ચૂકી,—ચાપું૦

૬—૯—૦૫

તારૂં હજુ જગત આ ભોળું બાલકોની,
નાની ટૂકી અવનની રમતો મહીંથી;
અજ્ઞાન ભાળી તળી છાપ ઉકેલવા કે,
ના ભૂતરૂપ પખુત્વ હજુ શક્તિ પામ્યું.

એ ભૂતવાટિ મીંચી છાંઇ ભવિષ્યભૂમિ,
લીલોનરી નહીં ઊગાવી રસજ્ઞતાની,
આ વર્તમાનવન જીવનબાગ ખીલે,
આ ભાવિની ગરીમ ભૂમ વધાવજે ત્યાં.

ટૂંકુ બધુ જગત આ વિષયે પડ્યું છે,
ઇંદ્રિયભ્રમ્યુ નરકખાણ મહીં સડે છે,
ગાંગેયવાટિ ધરી પ્રાણ પ્રકાશ આપી,
ઉદ્ધારજે સત્ય દૃષ્ટિથી બ્હેન ! વ્હાલી !

તારી ગમાન ભૂમિને રસચેતનાથી,
ખીલાવી ત્યાં ઊગવજે રસપુષ્પ મોઘા,
પૂજી પ્રભુ પૂજી રસેશ પ્રસન્નતાથી,
સેવે પ્રમાદી નરભક્તિથી બ્હેન ! ત્યાંથી

જો સૂર્ય ત્યાંથી રસપોષક ભર્ગ રેડે,
આ શૂન્ય સૃષ્ટિનણી એ જડતા ઊખેડે:
એ ભર્ગમાં અમિત અન્તરને ઝબોળી,
રેલાવજે ઉર પ્રસન્ન પ્રકાશ દૈવી

એવા અનેક રવિ અસ્ત થયા ઊગીને,
ઊગી ઉષા ખીલ્યુ પ્રભાત વિરામી સંધ્યા,
પ્રાચી પ્રતીચી સ્થનકાવ મહીં વીંટાતા,
વીત્યા યુગો, ગૃહિણી રશ્મિ ન આજ પૂજે.

જો આ રચે પ્રકૃતિ નૂતન રાસલીલા,
ખીલે ખરે, ખરી ખીલે ફુલ, કાલ વીત્યે;
સૌન્દર્ય સારવી લીલા વિલસે બધે ત્યાં,
તોયે ન બ્હેન હજુ ભાઇ વધાવી લેતી.

તું પૂજજે રસપ્રકાશ નમી નમીને,
લેજે વધાવી રચના ગીઠી પ્રકૃતિની;
જ્યાં ચન્દ્રિકાસમ પ્રસાર પ્રસન્ન શાન્તિ,
ત્યાં દીન ભાઇ સ્મરજે કદી આ ભગિની!

૧૬-૯-૦૯

ૐ

## એક વાઞ્છના.

હૃદય અટકે ત્યાં સુધી નો હજુ બળવું જ છે,
નટન અટકે ત્યાં સુધી તો સદા, રડવું જ છે;
કલમ અટકે ત્યાં સુધી એ બધું લખવું જ છે,
જગત અટકે ત્યા સુધી આ કટુ જીવવું જ છે.

દિન બહુ ગયા વર્ષો વંઠ્યાં યુગો ઉલટી પડ્યા,
જીવનપટમાં કંટાળાના હજુ સળ છે જડ્યા;
જગત સઘળું અર્થે વ્હાતું મને ઊની લૂ ગમે,
પણ હૃદયની એ વાંછામાં હજુ સુખ સાંપડે.

પ્રતિપળ પીધા આશાવ્હોણા નર્યા રસ ઘૂંટડા,
પણ કટુ મહીં સ્વાદો લીધા વિભોગ વિલાસના;
જગત રમતું એ ખેલો ના મને રમવા ગમે,
મુજ હૃદયની ઊંડી વાંછા ઊડી ઉર આથમે.

સહૃદય સદા વ્હાતાં રહેતાં ઘણા સુહૃદો ગયા,
વિરહ રડતાં બીના નેત્રો સદા પ્રીતિ શોધતાં;
પણ ન પ્રકટી આશા ઊર્મિ કદીય ખીલી નહીં,
સૂકી સૂકી બધે માયા ઊગી લૂખી રજ ઊડની.

પ્રભુ ! પ્રણમું હો વ્હાલા ! રક્ષા સદા કરજે પિતા !
દીન તનયની વારે ધાતાં ક્ષમા કરજે પિતા !
જગતમલ આ ઊડી આવ મને દલ ચોંટતો,
પણ પ્રભુ ! બધો તાગ તેજે ઝડી દૂર એ થનો.

૨૦–૯–૦૯

## સ્વાર્થસરણી

હુ ખણુ ઊંડુ પાતાળ,
હુ ઊડુ વ્યોમ નભમાળ,
કે શિખર પહાડના તોડુ,
ને ઉદધિમંગમ જોડુ,
આ બ્રહ્મમંડળમા ફરી ફરી પછી આ ભૂતન સામે નિરખુ,
તો અજબ સ્વાર્થની સંકલનામા વિશ્વ સકલ છે સરખુ

આ મનુજ મનુજને ભેટે,
આ સમાજસંઘ સમેટે,
ને દેશ દેશ સંધાતા,
ત્યા રાજ્ય વ્યૂહ બંધાતા
એ મનુજ સમાજ દેશ રાજ્યના વ્યૂહ પલકમા તૂટે
ત્યા સ્વાર્થ સ્વાર્થની કુટિલ કલાથી વ્યક્તિ વ્યક્તિને લૂટે

સૌ શાસ્ત્ર લખાઈ ચૂક્યા,
બહુ ધર્મભાષણો ફૂક્યા,
ભરી સ્વર્ગથકી ગંગા આ
અવતારચરણ પૂજાના,
પણ જગત પાપમલમા રચ્યુપચ્યુ એ કાણુ કાણુ ફૂકુ,
ત્યા સરે ઘોર અજ્ઞાનતિમિર એ સ્વાર્થમહીં શે ખૂટુ ?

અહ સૂર્ય પાછળે દોડે,
લઈ ચંદ્રમંડળો જોડે,
નભ તારકવ્યૂહ છુપાતાં,
એ નિજ મંડળ વીંટાતાં,
એ અસંખ્ય રવિગણ તારકમંડળ ભિન્ન ભિન્નતા સાધે;
ત્યાં નર્યા સ્વાર્થમય આકર્ષણથી કુટિલ કામના વાધે.

આ પિતા પુત્રને પાળે,
નિજ પત્ની સુત સંભાળે,
કો પુત્ર પિતાને પૂજે,
ને પત્ની પતિસહ રાજે,
પણ નિત્ય પ્રસંગે વિરુદ્ધતાનાં બંધન વધતાં દીસે,
ત્યાં હાય ! હાય ! આ અન્તર ફાટે સ્વાર્થરુદનની ચીસે.

કદી મ્હાય પરસ્પર મિત્રો,
પણ કેવલ એ પટચિત્રો,
એ સ્નેહ સર્વ છે ચૂકો,
રહે સદા મિત્ર એ લૂખો,
ત્યાં સહવાસીની બુદ્ધિ સ્વાર્થસુખસાધન માત્રે પહોંચે;
એ સ્વાર્થદષ્ટિ અતિ નીચ ભાવના આત્મવૃત્તિ સંકોચે.

કોઈ દ્રવ્ય કીર્તિમાં ગાળે,
કોઈ કીર્તિ કર્મમાં બાળે,
એ તૃપ્તિ આત્મજડતાથી,
સૌ નરકવાસના ગંદી,
એ દ્રવ્ય કીર્તિની વ્યર્થ વાસના જગત માત્રને સાલે;
ને સ્વાર્થનીચતામહીં અંત્ર સૌ જડમૂર્તિ નંભાળે.

આ સ્નેહ શુદ્ધ બંધનનો,
રુધિમદ પ્રેમ તનમનનો,
આ કીર્ત્તિ પ્રેયપ્રાપ્તિની,
મૌ લાલચ્ય અધોગતિની,
ઓ પ્રભુ ! સહન ન થાય ! શક્તિ ને સહનશીલતા આપો,
આ જડ બંધનને સદા વિયોગી પિતા ! શમાવો તાપો.

ઓ પિતા ! કિરણ પ્રીતિનું,
ઓ પ્રભુ ! શરણ નીતિનું,
ઓ તાત ! સ્નેહશુદ્ધિનું,
હો ભાન આત્મશુદ્ધિનું,
ઓ સ્વામી ! તાત ! એ દૈવી અંશના પ્રતિભા કિરણ ઉકેલો;
'આ વ્યક્તિ સમાજો વિશ્વ સકળમાં સ્નેહવિશુદ્ધિ રેલો.

૧૩-૧૦-૦૯



## પિતાને દરબાર

પિતા ! તારે દરબાર, આવીને ઊભો છુ એકલો,
પિતા ! પૃથ્વીપર દ્વાર, ઉઘાડી ઊભો છુ એકલો

પિતા ! સેતુ છુ સાધના અખૂટ છે,
પિતા ! લેવુ છે લેવાની લૂટ છે,
પિતા ! દેવુ છે દેવાની છૂટ છે,
પિતા ! કાયાના કાચા સંપુટ છે,
પિતા ! પાપી પરકાર, તોડીને ઊભો છુ એકલો,
પિતા ! સ્નેહે સંચાર, જોડીને ઊભો છુ એકલો

હાથ જોડી શુ દેવલોક આવશે ?
અન્ય ગ્રહગણુ શુ શ્રેય નવા લાવશે ?
બ્રહ્મજ્ઞાનીના સૂર્યરાશિ ઊગશે ?
શુ આ પૃથ્વીના પથ્થરો ઊપાડશે ?
પિતા ! ખીલી દિક્કાલ, ચૈતન્યે ઊભો છુ એકલો,
પિતા ! ઝીલી બ્રહ્માંડ, આનન્દે ઊભો છુ એકલો

વેદવાણી વેણુમાં વહાવશું,
બુદ્ધબોલો બંધુમાં બજાવશું,
ક્રાઇસ્ટકહેણોનાં કીર્તનો કરાવશું,
મંત્ર મહમ્મદના મસ્જિદે મઢાવશું,

સિદ્ધ શંકરનાં શ્રેય સદા સાધશું,
બ્રહ્મ બિન્દુમાં ખીલી ખીલાવશું,
પિતા! જ્યોતિ અંબાર, ફેલાવી ઊભો છું એકલો;
પિતા! તારે દરબાર, આવી હું ઊભો છું એકલો.

૨૩-૧૦-૦૯



## જંગલે—બાગ

હું તો વાસી વિમાનનો,
દેવોનો એ મહેમાન,
પામુ ફેરી સન્માન,
આવ્યો ઓચિંતો રાનમા

આવ્યો સૂના મેદાનમા,
ઊભા જગલના ઝાડ,
ઊંચા પહાડો ને ખાડ,
એવા ઉજ્જડ વેરાનમા.

મે તો વાવી ત્યા વેલડી,
ગમ્યા માળી બે ચાર,
અણઘડ એ સૌ કુભાગ,
વાવી વેલી વેરાનમા

માળી ખતીલા ખુબ એ,
હૈયા હીરાના હેમ,
આવા અણુશીખ્યા કેમ?
પૂછુ કોને આ રાનમાં

ઊગી ના ઊગી વેલડી,
સૂકી સાંકીશી ઝાડ,
ઊભી ખામી ને ખોડ,
દેખું આખા વેરાનમાં.

રસનાં કૂંડાં ત્યાં રેડતો,
ઢોળ્યાં ખાલી અજ્ઞાન,
કીધું અન્તર ના પાન,
ઊઠ્યો પાછો હું એકલો.

વેલી સૂકી શે ભીંજશે ?
વાયુ ઊના ત્યાં વાય,
ખાલી અન્તરની હાય !
માળી દેખે ને દાઝતાં.

માળી મારી સૌ માગજો,
રાજા કરશે એ માફ,
એનો અદલ ઇન્સાફ,
પકડે પાપી પુરાણને.

ઊંચા બાગોના બાગમાં,
માળી ઊછેરે ફુલ,
મહેકે હૈયા લ્યા ફૂલ,
હેતે રસને લ્યા રેડવો.

ઊંચી ઊંચી રસવલ્લડી,
રાજે રાજાને બાગ,
મારે અંતર વૈરાગ,
વેરે ફુલડાં ત્યાં બાગવાન.

२४-१०-१९

## જીવનની કટુતા

ત્રેવીસ વર્ષ મહીં શાન્તિ કદીય ના'વી,
આયુ વટાવ્યું પણ કીમત કૈં ન સૂઝી;
આં સ્નેહહીન મરચાં કડવાં સડેલાં,
સંબંધીઓ જગતમાં જડતા વધારે.

પૂછે બધું જગત કંટકનું ભરેલું,
બ્રહ્માંડ વીંધી પર ઊડી જવું જ શોધ્યું;
સ્નેહી નથી; જગત શુષ્ક બધું પડ્યું, આ
સૂકા પ્રદેશ મહીં પાણીની આંશ શાની?

જીવ્યો હતો સુહૃદગાન ભણી ભણીને,
તેમાંય વિઘ્ન અણચિંતવ્યું આવી ઊભું;
અન્ધારમાં અસુરનેત્ર ફૂટ્યાં બધાનાં,
ને તેજને ક્ષણિક આવરણો વીંટાયાં.

ચાલ્યાં જવું'તું પણ એ ન કરી શક્યો હું,
સ્વર્ગે જવું'તું નહિ શાથી કરી શક્યો એ?
આશાવિહોણું કદી જીવી શક્યો ન તેથી,
આ સ્વાર્થબદ્ધ દુનિયા મુજને વગોવે.

આ શૂન્ય શુષ્ક હૃદયો અનભિજ્ઞ માવ,
સંબંધમુગ્ધ મમતાવશ સૌ વીંટાતાં;
શું સ્નેહ! શું સરલતા! ન કશુંય બનશે,
પોતે પ્રપંચી પણ વ્યર્થ મને વગોવે.

શોધ્યુ અનેક હૃદયે નિજ સ્નેહપાત્ર,
સન્તોષ કો સુહૃદ આપી શક્યો ન લેશ,
ત્યા પૂતળુ ગૃહિણીનુ સહુ સોપી ચાલ્યા,
લે સ્નેહ લૂટ કહી સૌ રસ'હાણ શોધે

એ સ્નેહ એમ સ્થલ કાલ ન પાત્ર જોશે,
કે ના કદાપિ હૃદયે ઊગરો ઊગાડ્યો,
એ ઊર્મિ તો સહજ ઉન્નત ને સ્વયમ્ભૂ
રેલાય ભેદી સ્થલ કાલ નદી સ્વતન્ત્ર

રોજો કૂડા જગતના જડ માનવી સૌ,
રહેજો પીડા અવનવી ઉર રેંસી વીંધી,
પ્રાણાત્મનુ પર જવુ નહિ રે શુ રહેશે,
એ સ્નેહ-બ્રહ્મ તણી જ્યોતિ અભેદ વ્યાપે

મારૂ જીવ્યુ જગતને નહિ કામનુ કે,
મારૂ શીખ્યુ જગતને પણ છે નકામુ,
જીવીશ તોય સમજીશ મરી ચૂક્યો છુ
આ દેહમા જ મુ જન્મ પૂરા કરીશ

રોશો ન કોઈ સ્મરતા કદી ગાન ગાતા,
વ્હાલા! ન હો કદીય અન્તરને પીગાળો,
જો કે શીખાય ગળી સ્નેહવિશુદ્ધ ધર્મે,
બ્રહ્માડમા સહુ અભિન્ન કૃપા પ્રસારો

૩૦-૧૧-૯૮

## રોતો રાગ

આડા શા બન્ધન આવા ?
જ્યાં કૈ ના રહાવા ન્હાવા

જ્યાં ગૃહજન, સરયા, વ્યવહારો
અણુધાર્યા ધસડાતા,
પરમ્પરા ભૂલોની એમાં
અન્ધ બની અથડાતા,
ત્યાં તે શા સુખના રહેવા,
આડા જ્યાં બન્ધન આવા ?

શાસ્ત્રશસ્ત્રધારે અનુસરતા
જ્ઞાન ગોખીને શીખે,
ભણે ભણાવ્યું, ભણ્યું આચરે
વિવેકબુદ્ધિ ન દે,
ક્યાં ત્યાં સત્ય વચન કહેવા,
આડા જ્યાં બન્ધન આવા ?

બીજવિનાશ પછી ક્યાં અંકુર,
પુષ્પપરાગ જ શાનો ?
રૂઢિમાણી કહેણી કરણી
એ અસાર જ શાનો ?
દર્શન પ્રભુનાં ક્યાં જોવા,
આડા જ્યાં બન્ધન આવા ?

સુજ્ઞ મૂર્ખ નાનાવિધ નિયમે
રમે ભિન્ન ધર્મોમાં,
આત્મક્રિયા લાંછનમાં ડૂમે
નિષ્ફળતા કર્મોમાં,
ત્યાં શુભ પ્રીતિબંધન કેવાં,
આડાં જ્યાં બંધન આવાં?

પ્રભુ! અહમ્ ડળ દૂર કરતાં
વ્યતિક્રમ ઉલટાવી,
યુગ વરતાવ સુધર્મ પ્રીતિનો
સ્નેહસુધા વરસાવી,
જ્યાં છે સ્નેહયુદ્ધ રહેવાં,
ત્યાં તો સુખ દુઃખ સૌ સહેવાં,
આવે ના બન્ધન આવાં,
ત્યાં સૌ સ્હાવાં ને ન્હાવાં

૫–૧૨–૦૯

## ભર્ગપૂજન

દિગન્ત સવિતા ઊગે રહી અભેદ દિક્કાલમાં,
અનન્ત કિરણે સ્ફુરે જીવન ઉદ્‌ભવે ચેતના;
યુગો સ્થળ સહુ ત્યજે નવલ જ્ઞાનની એ પ્રભા,
પિતા પરમનાથ એ પણ સદા ઊગ્યા તે ઊગ્યા

ખીલે નભ પ્રભા રહે સકલ વિશ્વ એ ભર્ગમાં,
ઊગે સકલ સત્ત્વમાં રસ અનેક ઉત્સર્ગમાં;
સ્ફુરે અધિક અન્તરે વિમલ ચેતના દીપિકા,
રમે નિજ મહત્ પ્રભા પરમ સચ્ચિદાનન્દમાં.

દુરિત દૂર કાઢીને સકલ ભદ્રને સાધવાં,
અનેક હિતથી ભર્યાં પરમ શ્રેય ઉદ્‌ભાવવાં,
પિતા પરમ જાગ્રતિ અધિક નિત્ય રેડયા કરે,
દિનેશ સવિતા પ્રભા સહજ સત્ય પ્રેર્યા કરે

પૂજે વિમલ ભર્ગ એ જનસમાજ સંપે રહે,
ઊગે અધિક જ્ઞાનના નવનવા સદા સૂર્ય એ,
અધીન સહુ તેજ સત્, મલિન દ્વેષનો ત્યાગ હો!
પિતા પરમનાથના પરમ તેજમાં રાગ હો!

—૧૨-૦૯



## ધોળાં ફુલ;—(બાલગીત.)

સાંજ પડે ને ફરવા જાઉં,
ફુલ દેખીને રાજી થાઉં;
મને ગમે છે ધોળાં ફુલ,
જાઇ જૂઈ લાગે અણમૂલ.

ડોલર ને મોગરે જઈ ફરૂં,
ગૂંથી ગૂંથી ગજરા કરૂં,
ભાઈબ્હેનના નાના હાથ,
ફુલ લેવાની રૂડી ટાબ

ગુલાબને તો કાંટા હોય,
લેતાં જાણે વાગી સોય·
ગુણ લેતાં દુર્ગુણ જે દમે,
એ લેવાનુ કોને ગમે !

પૂનમના ચાદલિયા સમા,
મને શુદ્ધ સૌથી એ ગમ્યા;
મેલ વિનાનાં એવા બાલ,
એના ઉપર ઉપજે વહાલ.

૨૮-૧-૧૦

## સ્નાનનો સંકલ્પ

સંકલ્પો શાસ્ત્રના મોંઘા ઋષિઓ ગોતરી ગયા:
પરન્તુ પડધા તેના અન્તરે અવળા પડ્યા.

એ દ્રવ્ય એ જગત માનતી એજ મૂર્ત્તિ,
જાગર્તિ ના ત્યમ ન અન્તર કાંઇ સ્ફૂર્ત્તિ;
યાત્રા પવિત્ર ફરી તીર્થ અનેક જોયાં,
ગંગાદિ સર્વ નદીનાં જલ પૂજ ડોળ્યાં.

ગંગા ને યમુના માતા, ગોદાવરી, સરસ્વતી;
નર્મદા સિંધુ કાવેરી અહીં સૌ જલ મેળવો.

આ સ્નાનમંત્ર બહુ કાલ ઘૂંટ્યો પ્રજાએ,
ને અન્તરે મલ વિશેષ ચઢ્યો અજાણ્યે;
વ્હેતી નદી ન ગઈ કોઈ મનુષ્ય પાસે,
એ મેલપાપ પ્રભુ ! કેમ હવે ધસારો ?

× × ×

પાત્રના સ્થૂલ ભેદોમાં પડધા સૂક્ષ્મના પડે;
ઊતારે અન્તરે ત્યા તો અનેરી શુચિતા જડે.

ગાંગેય વારિતણું સ્વપ્ન કદી ન આવે,
ને નર્મદાસરિતનું જલ છે ન સ્પર્શ્યું;
ઝીલું ગરીબ દિલમાં પડઘા પ્રભુના,
ને પામું વત્સલ પિતા પ્રભુની શુચિતા.

શુદ્ધાશુદ્ધ ગમે તેવી અવસ્થા આવતી જતી;
સ્મરે એ પુણ્યશાલી ત્યાં બાહ્યાભ્યન્તર શુચિતા.

૨૩-૧૧-૧૦

## કલાપીને

અધૂરા કાલના મહેમાન મોંઘા,
સ્મરૂં શું શું! ન કૈં સૂઝે; કલાપી!

અમારા બાગમાં વીણા બજાવી,
દં કેકારવે ગાજે; કલાપી!

સૂકા બાગે ટહૂકી મેઘ આણ્યા,
ખીલ્યાં ગુલ એ ખીલાવ્યાં તેં; કલાપી!

હતા ધનસાનના ખોખા સુતેલાં,
ગઝલ ગાઈ જમાવ્યાં તે, કલાપી

ઊખાડી ભેખડો ખોદી પહાડો,
ચલાવી નીક ત્યાં નેહે; કલાપી!

સૂકી ફિલસુફની વાતો ઊડાવી,
લગાવી લાગણીની લ્હે; કલાપી

દિવાલો શુષ્ક તોડી અન્તરોની,
દિલોની સાંકળો જોડી; કલાપી!

કુડા સંસારની ગાંઠો ઉકલી,
બધી બહાદુર થઇ છોડી; કલાપી!

નકામાં શાસ્ત્ર ને મંત્રો ઉથાપ્યાં,
નવાં શાસ્ત્રો બધાં સ્થાપ્યાં; કલાપી!

કહું કે ના કહું? તોયે કહું છું;
હૃદય નહોતાં હૃદય આપ્યાં; કલાપી!

પ્રીતિ–નીતિ જગાવી મંત્રવેદી,
શીખાવ્યું ચહાવુ ને સહેવું; કલાપી!

ભર્યો રસ જિન્દગીમાં ઇલ્મ આપ્યો,
સુખે દિલદર્દને સહેવુ; કલાપી!

ખુશામતને હઠાવી પ્યાર પાયો,
સનમને ઓળખાવી તેં, કલાપી!

જખમ જખમી હવે માણે મજામા,
મજા એ સૌ શીખાવી તેં, કલાપી!

અખાડી મોતની મીઠાશ રોતાં,
ઉંડો એ નાદ દિલ ગાજે, કલાપી!

હયાતી તાતની જેવા રવો એ,
રમે, રાજે, રૂએ, ગાજે, કલાપી!

જગત જાગે, હસે, કે નીંદ ઘોરે,
ગમે ના એ કશુ જોવુ, કલાપી!

સ્મર્યા સમણા હમેશા કામ આવે;
સ્વરો ઘૂટી સુખે રોવું, કલાપી!

૨૭–૧૨–૧૦

## ખેડૂતની સ્તુતિ

અમે ખેડૂત પાટીદાર ને પટેલ શાણા;
ધરાને ધાન્ય એ બસ બે અમારાં નિત્ય નાણાં.

હળ, સાંતીડું ખેતીના
આયુધ સાધન પાસ;
પૂરે પ્રભુ રસ સૃષ્ટિમાં,
એ અમ જીવનશ્વાસ.
સદા સાદા સીધા સૌ દેશને દીપાવનારા,
સીંચીને પ્રાણ પૃથ્વીમાં પ્રજા જીવાડનારા.

વિશાલ આ જગ વિસ્તર્યું,
ખેડૂત ખેતર જાય,
વાવેતર વાવી લહે
શ્રી હરિ પ્રસન્ન થાય.
ધરા ધારી સદા પૃથ્વીપતિનુ અંગ રહેતા;
પ્રજાને રાજ્ય એવા ભેદ તોયે નિત્ય સહેતા.

પૃથ્વીપટ પર સૌ પ્રજા,
દિનદિન ઉન્નત થાય;
ત્યા પ્રભુ અમકસ શક્તિ દે,
ઉન્નતિ સઘ મધાય
હવે તો ઊગતી ઉષા અમારે આંગણે છે,
[1]દાદા ને [2]દત્તના સ્વપ્ના હવે સાચાં પડે છે.

રાજા ગર્જ્ય કરો અમે
ખેડૂત સૌ રખવાળ,
કણ કણના ગઢ બાંધશું
પ્રસન્ન કૃષ્ણ કૃપાળ
કદી રાજા સદા સન્તોષને સેવી સુખી રહે,
ધરા ત્યાં કામધેનુના સ્વરૂપે ધાન્યશ્રી દે.

સાધન આરાધન સદા
વ્હારે શ્રી પ્રભુ એક,
રામરાજ્ય સત્વર ચજો
રહેજો જીવનટેક.
પૃથ્વીખેડ, જીવનખેડમા પ્રભુ પ્રાણ પ્રેરો,
અમારે ક્યારડે કણમા હવે કળશી ઉમેરો

---

૧ દાદાભાઈ નવરોજી ૨ રમેશચન્દ્ર દત્ત

તો રગરૂ, તને ભૂલુ, નિહાળુ,<br>
બેઠુ જીવુ તુજ સગ,<br>
આ સુખજીવનતન અખંડિત,<br>
પ્રેમી અભેદનો રગ,<br>
હશે શુ એ પ્રેમે પ્રેમીના પ્રકાર?<br>
સખીરી! ભૂલુ તો ભૂલ તુ સુધાર

## મૂર્તિમંડન

હુ શું લખુ ? લખી બધુ ય મૂક્યુ ઘણાએ,
રોવાનુ તે ય સહુ રોઈ ચૂક્યા ઘણાએ,
પ્રત્યેકને જીવન એકજ જીવવાનુ,
સ્હેવાનું ભિન્ન સહુને પણ છાનુ છાનુ

સ્વસ્થતા ચિત્તમા ક્યાથી પ્રેમાદ્વૈતવિના મળે ?
યોગના સિદ્ધિ શાન્તિ સૌ એ આસ્વાદ વિના ચળે

મૈત્રી અહા ! જગતમા બ_ મિષ્ટ ભાવ
ને સ્નેહના હૃદય અદ્દ્ભુત અય લ્હાવ,
કો યોગી અદ્વિતણી શીતનતા પ્રસાર,
ત્યાથી અભેદ ધ્વનિ જાગ્રતિધર્મ ધાર

યજ્ઞની આહુતિમા એ સ્વાહા ભેદસ્મૃતિ થતા,
દ્વૈતપ્રેમ તણા નેત્રો અદ્વૈતે ઓગળી જતા

સ્થાપુ ઉરે રસિક મૂર્ત્તિ રસેશની શુ ?
કે ચેતના પ્રકટ મૂર્ત્તિ પ્રિયા વિચારૂ ?
સારાશ કે નયન સુન્દરના વિચારે,
ને ભાવજાગ્રતિ વિના ઉર અન્ધકારે

## અણુમોલ આશા

આશા અન્તરમાં અણુમોલ;

દેહી પટાન્તર પાઠ પલટતો, વસ્તુવિધાન વિકારે,
ભાવ ભવોભવ ભિન્ન ધરે, સૌ કર્મકલા ઉપચારે;
ત્યાં તો જીવન ડોલમડોલ;
આશા અન્તરમાં અણુમોલ.

હું-મમભેદ પ્રિયાપ્રિય વસ્તુ, મોહમમત્વ વિરામે,
શ્રેયસુખાન્તર કોણ વિચારે, દુ:ખ મદન ઉપામે;
ત્યાં તો જીવન સૌ તૃણતોલ.
આશા અન્તરમાં અણુમોલ.

શુદ્ધિ ઉરેઉર પ્રીતિ પ્રજાળે, સુન્દર પાત્ર સુહાગી,
અર્પણ આપ સદા સુખસાધન, નિત્ય નિરન્તર ત્યાગી;
ત્યાં તો કેલિકલા કલ્લોલ,
આશા અન્તરમાં અણુમોલ

પ્રેમ અખંડિત ભાવવિશુદ્ધિ, અર્પણ સર્વ હું-તું નું.
પ્રેમ, પ્રિયા, પ્રિય, પ્રેમ પ્રભુરસ, પ્રેમાદ્વૈતજ તું-તું.
ત્યાં તો આશાનો પ્રિય કોલ,
આશા અન્તરમાં અણુમોલ.

## સખીરી! ભૂલું તો ભૂલ તું સુધાર

ઉષા ઊગે ભલી ભાત પ્રભાતે,
શીળી શીઆળાની રાત,
હું રે હરફાતો સૂતો સ્વપ્ન સુધારૂ ત્યાં,
જાણ્યું મધ્યાન્હે પ્રભાત,
હશે શું એ જીવનો એનો અસાર?
સખીરી! ભૂલું તો ભૂલ તું સુધાર

આમ્રઘટાવન કોયલ ટહુકે,
ટહુકે ટહુકે ને ગાજે મેઘ,
ચાપ ઉરે ગભગાટ ગભીનો
વૈશાકે વર્ષાનો વેગ,
હશે શું એ ઉષ્માનો એનો ઉભરાટ?
સખીરી! ભૂલું તો ભૂલ તું સુધાર

સંધ્યા ખીલી ઊગી ચંદ્ર ચમકતો
ચન્દ્રિકારાણીના રાજ;
બળે ઝળે દેહ, કમ્પે કાળજડું,
ભીતિમાં પ્રીતિના કાજ,
હશે શું એ દેહે વહોરેલા વિકાર?
સખીરી! ભૂલું તો ભૂલ તું સુધાર

યાચના પ્રાર્થના વ્યર્થ યત્નસાધ્ય ફ્લો બધાં;
પ્રેમ ને પ્રીતિનાં કાર્યો લજ્જા ભીતિ વટાવતાં

આવે સુધૈર્ય પ્રકટે બલ કૈં અગમ્ય,
જાગે ઉરે નવીન ચેતનતા સુરમ્ય;
ભાવો ઉઠે ઊર્મિક અન્તરને પ્રદેશ,
પૂરે અભેદ પ્રીતિ ધર્મમહીં રસેશ

ઊઠતી કર્મલીલા ત્યાં દોરે પ્રારબ્ધ માનવી;
ભેદ સમ્બન્ધના પાત્રો ઉપાધિ અર્પતા નવી

એકતાનુવાદી સહવાસી સદા દયાળુ,
મોહાન્ધ દૃષ્ટિ પણ પાત્ર બધા કૃપાળુ;
દેખી પરસ્પર વ્યથા ઉર રેલવાનાં,
અશ્રુતણા વિનિમયે સહુ જીવવાના

અભાવે પ્રેમને નિત્ય દયા સ્થાનજ ભોગવે,
બળે છે હીર દૈયાના એ દૌર્બલ્ય તણા દવે.

એ બન્ધનોની નવી માળા ત્યાં ગુંથાની,
ચક્રે ચડેલ જનની ગતિ એજ થાની.
દૃષ્ટિ પદાર્થ પામી નિર્વિકાર જુએ
અદ્વૈત પ્રેમતણી સિદ્ધિ યથાર્થ એ છે

કૃષ્ણની રાધિકા સિદ્ધિ દમ્પતી પ્રેમભક્તિના;
એજ અદ્વૈતના માર્ગે અન્તરો શિવશક્તિના.

એ પૂર્વની સ્મૃતિ બધી સહુ ચિન્હ માત્ર,<br>
આલંબીને ઉર સુધૈર્ય ધરે સુપાત્ર;<br>
થાજો અશક્તિ દૂર નૈતિક શક્તિ આવી,<br>
હો ઇષ્ટ પ્રાપ્તિ ભય શર્મ બધું વટાવી.

હૈયાની હામમાં હાવાં અનેરૂં બલ આવજો,<br>
પ્રેમાદ્વૈત પ્રસાદોના રસાનંદ સદા હજો.



## સૂકી આંખો

મારી આંખો સૂકાય, કોઈ આવો એ આંખો ભીંજાવવા;
મારી જ્વાળા બૂઝાય,
કોઈ આવો ત્યાં આહુતિ ચડાવવા.

હઠે હૈયાનો ભાર,
વીતે વેદના વિચાર,
તાર તૂટ્યા જોડાય,
કોઈ આવો એ તાર સાર સાધવા.
મારી૦

દૃષ્ટિનો દેવભાવ રૂપમાં રૂંધાય જાય,
સૃષ્ટિનો સ્નેહભાવ સ્થૂળમાં ચુંથાઈ જાય
સૂનાં સૌ શમણાં થઈ જાય,
કોઈ આવો ત્યાં શમણાં સજાવવા,
મારી૦

મૃત્યુનું મધુરાપણું અમૃત અધુરું થાય,
યોગી યોગકળા કરે, કાલાતીત થવાય

સ્વમાનો સારભાર, ક્યાંયે છે જિન્દગી?
સંસારી સ્નેહભાર, આંખે આ ક્યાં લગી?
પ્રશ્નોની પાર ક્યાં પમાય?
કોઈ આવો એ પ્રશ્નોત્તર વાળવા.
મારી૦

## ભાવાભાવ

નેત્રો ફરે જગતમાં પણ તેજહીણાં,
કાયા વિહાર કરતી પણ સ્વપ્ન ઊણાં;
અર્થાબ્ધિ ઊણપ ફરી મૂકતો જશે શું ?
પ્રારબ્ધની ગતિ વિચિત્ર વીનાડશે શુ ?

હર્ષ ને શોકના સ્વપ્નો માયાનાં માનવી જુએ;
હર્ષને હોડકે હીંચી શોકને શમણે મૂએ.

એ દ્વન્દ્વચક્રગતિ જીવતંત્ર સાધે,
ને શૃંખલા વિવિધ દ્રવ્યપદાર્થ લાધે;
યોગી ત્યજી હવન યજ્ઞ સમાધિધર્મ,
સેવે ભણે ગહન ભાગ્યવિધાનમર્મ.

સ્થાનભ્રષ્ટ થતી કાયા માયાનુ ચક્ર આક્રમે;
ક્ષેત્રક્ષેત્રજ્ઞના ભેદે દ્વન્દ્વાભાસ સદા દમે.

સેવેલ શાન્તિ ક્ષણ કાલ સ્મૃતિ વિસારી,
આવેશ અન્યવશ ધર્મ નવીન ધારી,
વાદાનુવાદ જનમ ડહાઉક્તિ જીતે,
લીલા અતીત મુનિજીવન એમ વીતે.

સત્ત્વની સત્ય નિષ્ઠામાં શાન્તિ બ્રહ્માંડ વિસ્તરે;
જીવનાં જોડકાં તેમાં સૌંદર્યે સરતાં ફરે.

હું દેહ તું જીવન ભક્તિમયી ક્ષયાઓ,
એ પ્રેમભક્તિ વિધિ પૂજનની પ્રથાઓ;
સૌંદર્યગાધ્ય ઉર તંત્ર ગુણાભિલાષે,
દ્વંદ્વાનુબંધ સહુ જીવન જીવ ભાસે.

ક્યાં છે દેહ ધર્મોની દેહીના દેહના ઉરે;
હૃદયે હૃદયો તેમાં અદ્વૈતે ભાવના ભરે.

આભાસદ્વંદ્વપ્રીતિભેદ સ્વરૂપ ભેદે,
સ્વાર્થાભિધ્વંસ સુખજીવન એ અભેદે;
હું—તું, તું—હું ઉભય એમ વિહાર પામે,
અદ્વૈતજીવન ચિરાન્ત મહીં વિરામે.

દેહના રૂપમાં નાના ગુણ ગૌરવ ભોગવે,
ગુણના ગૌરવે દેહ પ્રેમીના નેત્ર રીઝવે

સૌંદર્ય દેહ ગુણ એ હૃદયે વિરામ્યા,
એ સામ્યજીવનતણો સુપ્રકાશ પામ્યા;
પોતે પ્રભુ પ્રણયી સુન્દર રૂપ મૂર્ત્ત,
આકર્ષી દ્વૈત વિસરાવી કરે અમૂર્ત્ત.

ભોગનો રોગ લાધે તો માનવી ચેતના ચૂકે;
યોગમાં ભોગ સાધે તો દીનતા દૂર સૌ મૂકે.

એ જાલ સૌ ગહન ધર્મ અધર્મગ્રન્થિ,
એ ભોગયોગતણી સર્વ વિચિત્ર સિદ્ધિ;

વાઞ્છા વિમુગ્ધ ફલપ્રાપ્તિ વિવિધરંગી,
નીતિ પ્રીતિ હૃદયમર્મ વિકાસગંગી.

રડે છે રડનારાં યે જેને દુઃખ દમ્યાં કરે:
પચેલાં પાપપુણ્યોનાં કર્મો ખેલ રમ્યા કરે.

તેમાં ગુંચાય સહુ જીવનકર્મજાલ,
દાવાગ્નિ દેહ ઉર દેશ વિનાશકાલ;
ના કો પુરાણવીર દ્વંદ્વથકી બચેલો,
જ્ઞાની સમર્થ પણ દ્વંદ્વ વડે ભરેલો.

દુઃખસુખતણાં દ્વંદ્વે ચાલે ચક્ર નિરન્તર,
સાધ્યસાધનના ભેદે ભોગવે ઉર અન્તર

હર્ષાનુકૂલ ઘડી જીવન આમ ઝૂલે,
શોકાર્દ્ર જીવનક્ષણો સુખભોગ ભૂલે;
પલ્લાં ઘડયાં ઉભય એકજ ત્રાજવાનાં,
નીચે ઊંચે ક્રમપ્રકાર સદા જવાનાં.

સાક્ષાત્કાર સદા શાન્તિ ત્રિપુટિવિણ ભોગ તે,
સ્વરૂપે સર્વથા સ્થિતિ **समत्वं योग उच्यते** ॥

આ સ્વપ્નની ઘડીકમાં ઘટમાળ તૂટે,
આશાવિહોણ બલ પાર્થિવ સર્વ ખૂટે,
આત્મા સમર્થ ગતિ ઉન્નત અર્પનારો,
એ ધર્મ કર્મ ગતિ ભેદ સઝાડનારો.

સ્મૃતિના ગ્રંથ આધારે ચાલે સૌ વ્યવહાર આ,
સાધ્યનાં સાધનો માટે બંધાતી દેહશૃંખલા

મનથ સર્વ પલટે ક્ષણુના પ્રેમ ગે,
આત્મોન્નતિ સધન સાધન પંચભૂતે,
મબધ દેહ શકુ સાધન માત્ર એક,
લાગી નકામુ નવુ આદ્ય કરે વિવેક

મનસ્વી મનના ધર્મો દેહને દડ આપતા,
સુખ કે દુઃખને નામે ભેદાભેદ બધા થતા

મોહાધવૃત્તિ અતિ વ્યાકુલ ચિત્તકરી,
એ અર્થસિદ્ધિતણી આશ ભરી અનેરી,
પ્રવૃત્તિધર્મ પ્રજ્જ્વે બધી પાર્થિવેચ્છા,
એ વાસના જડ વિહાર તણી જ ચેષ્ટા

બિન્દુ બ્રહ્માડ અદ્વૈતે અણુમા એક્તા ભરી,
લઘુતા પાનના ભેદે સસારે સર્વથા સરી

સેવે પટાન્તગ પ્રજા રસધર્મ ભૂલી,
સ્વાર્થાશની અધિમ્તા અહીં આમ રેલી,
બુદ્ધિપ્રદેશ ગુણુ ગૌરવ રૂપ શક્તિ,
ભૂસે અભેદ ઉર અન્તર પ્રેમભક્તિ

કામિની શબ્દના યોગે કરે કાચન કામણુ
એમા ડોળાય ડાહ્યાનું વ્યર્થ વ્હેમે જ ડ્હાપણુ

સયોગ લગ્નવિધિ સ્નેહવિહોણી સુકી,
શક્તિવિહોણી ગમહીન ગતિ જનોની,
ના સ્થૂલ વીંધી દગ પાર પહોચવાના,
એ સેળભેળ વ્યવહાર જ માનવીના

મિત્રો કે દમ્પતી એ શું રૂઢિએ જોડકાં ઘડયાં,
શી પ્રારબ્ધ તણી લીલા ચઢે કર્મતણે ચડયાં.

ખેંચાય થાય દુ:ખી દૈવતણા પ્રકોપે,
શોધે રહસ્ય પછી સ્થૂલ પ્રસંગનો તે,
વાળ્યું સુધારી શકવા ન સમર્થ કોઈ,
દુષ્કર્મ ફેડી નહિ ધૈર્યની વાત એવી.

દૃષ્ટાન્ત એકનું બીજુ કદી કો બનશે નહીં.
અનાદિ ભેદ વ્યક્તિના ત્યાં કૈં સામ્ય બને નહીં

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૧ | દીપતાં. | દીપતાં, |
| ૯ | ૭ | શુ | શું |
| ૧૧ | ૮ | ૈવીની | દૈવીની |
| ૧૩ | ૨૧ | આશા | આશા |
| ૧૫ | ૧૪ | અગમ્યમાં | અગમ્યમા |
| ૧૬ | ૬ | સંબાધે | સંબોધે |
| ૧૬ | ૧૨ | મોડમાં | સોડમાં |
| ૧૬ | ૧૩ | અચિંત્યા | અચિંત્યા |
| ૧૬ | ૧૮ | પાછળે | પાછળે |
| ૧૭ | ૪ | કીર્તિતણુ | કીર્તિતણી |
| ૧૭ | ૫ | અગમ્યૈ | અગમ્યે |
| ૧૭ | ૧૮ | વનતિ | વિનતિ |
| ૧૯ | ૧૨ | શુશ્રષા | સુશ્રૂષા |
| ૨૦ | ૬ | ૈવી | દૈવી |
| ૨૨ | ૮ | જગં | જગ |
| ૨૩ | તારીખ | ૦—૭—૦ | ૦—૭—૦૬ |
| ૨૬ | ૨ | આવધિ | ઔષધિ |
| ૨૭ | ૪ | ι લાસી | વિલાસી |
| ૨૭ | ૬ | ભાગવિલાસની | ભોગવિલાસની |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૧ | દીપતાં. | દીપતાં, |
| ૯ | ૭ | શુ | શું |
| ૧૧ | ૮ | ૈવીની | દૈવીની |
| ૧૩ | ૨૧ | આશ્રા | આશા |
| ૧૫ | ૧૪ | અગમ્યમાં | અગમ્યમાં |
| ૧૬ | ૬ | સંબાવે | સંબોધે |
| ૧૬ | ૧૨ | સાડમાં | સોડમાં |
| ૧૬ | ૧૩ | અચિંત્યા | અચિંત્યા |
| ૧૬ | ૧૮ | પાછળે | પાછળે. |
| ૧૭ | ૪ | કીર્તિતણુ | કીર્તિતણી |
| ૧૭ | ૫ | અગમ્યૈ | અગમ્યે |
| ૧૭ | ૧૮ | વનતિ | વિનતિ |
| ૧૯ | ૧૨ | સુશ્રષા | સુશ્રૂષા |
| ૨૦ | ૬ | ૈવી | દૈવી |
| ૨૨ | ૮ | જગં | જગ |
| ૨૩ | તારીખ | ૦—૭—૦ | ૦—૭—૦૬ |
| ૨૬ | ૨ | આષધિ | ઔષધિ |
| ૨૭ | ૪ | ૧ લાસી | વિલાસી |
| ૨૭ | ૬ | ભાગવિલાસની | ભોગવિલાસની |

|  |  |  |  |
|---|---|---|---|
| ૩૦ | ૭ | ıદલદાર | દિલદાર |
| ૩૮ | ૪ | યાગ્યના | યાચ્યના |
| ૩૮ | ૧૪ | વ્યથ | વ્યર્થ |
| ૩૯ | ૧૧ | કયો | કર્યો |
| ૪૪ | ૧૪ | આમ | અમ |
| ૪૫ | ૨ | સદન | રુદન |
| ૪૫ | ૪ | અન્ધારૂં | અન્ધાર |
| ૪૯ | મથાળું | ખેડતની | ખેડૂતની |
| ૬૭ | ૪ | ıહન્દભાગ્ય | હિન્દભાગ્ય |
| ૭૧ | ૧૩ | સ ૈવ | સદૈવ |
| ૭૨ | ૧૧ | સાખ | સખિ |
| ૭૯ | ૬ | સુવાસ | સુવાસ. |
| ૮૭ | ૧૨ | શીષ | શીર્ષ |
| ૮૯ | ૩ | હસ | હસે |
| ૧૦૦ | ૬ | પાસ | પાસે |
| ૧૦૪ | ૮ | વશા ! | વશી ! |
| ૧૦૪ | ૧૬ | રાચએ. | રાચીએ. |
| ૧૦૫ | ૧૮ | અધીરા | અધીરાઇ |
| ૧૧૨ | ૪ | સામષ્ટ | સુમિષ્ટ |

| | | | |
|---|---|---|---|
| ૧૧૨ | ૬ | ધખધખ | ધખધખ |
| ૧૨૪ | ૯ | સુધાસ્રોત | સુધાસ્રોત |
| ૧૪૮ | ૪ | આં | આ |
| ૧૫૦ | ૩ | ન્હાવા | ન્હાવાં |
| ૧૫૨ | ૧૨ | આધિક | અધિક |
| ૧૫૬ | ૧૬ | ઉકલી | ઉકલી |

